# નવીન વ્યાકરણ

## ભાગ ૨જો

પ્રાથમિક શાળાના ઉપલાં ધોરણો તથા
માધ્યમિક શાળાનાં નીચલાં ધોરણો માટે

લેખક તથા પ્રકાશક
મૂળજીભાઈ હીરાલાલ ચોકસી એમ. એ.
હેડમાસ્તર પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ.



આવૃત્તિ ૧લી    સને ૧૯[illegible]    પ્રત ૨[illegible]૦૦

અમદાવાદ—ધી "ડાયમંડ જ્યુબિલિ" પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

એકલા એજન્ટ
એસ. બી. શાહની કું.
પાનકોર નાકા—અમદાવાદ.

***

કિંમત પાંચ આના

# નવીન વ્યાકરણ

## ભાગ ૨જો

પ્રાથમિક શાળાના ઉપલાં ધોરણો તથા
માધ્યમિક શાળાનાં નીચલાં ધોરણો માટે

લેખક તથા પ્રકાશક
મૂળજીભાઈ હીરાલાલ ચોકસી એમ. એ.
હેડમાસ્તર પ્રે. શ્રા. ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ.



આવૃત્તિ ૧લી સને ૧૯૨૯ પ્રત ૨૦૦૦

અમદાવાદ—ધી "ડાયમંડ જ્યુબિલિ" પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

એકલા એજન્ટ
એસ. બી. શાહની કું.
પાનકોર નાકા—અમદાવાદ.

* * *

કિંમત પાંચ આના

# અર્પણ પત્રિકા

**શ્રીયુત કૃષ્ણલાલ સુરજરામ વકીલ**

**એમ. ઈડી.**

**એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, દક્ષિણ વિભાગ,**

**ધારવાડ.**

આપે મને ટ્રેનિંગ સંસ્થાઓમાં કેળવણી સંબંધી જ્ઞાન
મેળવવાની અને અખતરા કરવાની જે તક, સરળતા
અને ઉત્તેજન આપ્યાં હતાં તે ઋણ કંઈક
દરજ્જે અદા કરવાનો આ પ્રસંગ લઈ
**નવીન વ્યાકરણ** નામનું આ
પુસ્તક આપને હું સપ્રેમ
અર્પણ કરૂં
છું.

લિ.

**મુ. હી. ચોકસી**

# ઉપોદ્‌ઘાત

નવીન વ્યાકરણ ભાગ ૧ લો એમાં નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ અને ક્રિયાવિશેષણ જેવાં વાક્યનાં મુખ્ય પદો વિદ્યાર્થી સરળ રીતે શીખી શકે તે હેતુથી ઘણા દાખલા વડે સમજાવવામાં આવ્યાં છે. વળી તેઓ તે બરાબર ઓળખી શકે છે કે કેમ તેની ખાતરી માટે પણ જોઈતાં મનોયત્નો મૂકવામાં આવ્યાં છે. આ ઉપરાંત તેમાં વાક્યપૃથક્કરણનો સામાન્ય ખ્યાલ આપવા માટે એજ રીતે ઉદ્દેશ્ય અને વિધેયની સમજણ આપી છે. આ બીજા ભાગમાં ઉપર જણાવેલી બાબતો ઉપરાંત જાતિ, વચન, વિભક્તિ, અવ્યય, વાક્યના જુદા જુદા પ્રકાર, પદવિન્યાસ તથા પદચ્છેદ અને પૃથક્કરણના વિષયનું નિરૂપણ સરળ રીતે કર્યું છે. વિભક્તિના અર્થ વિદ્યાર્થીને ઘણા અટપટા લાગે છે, તેથી તે સરળ અને રસમય કરવાને સચોટ દાખલા આપી તેનું સ્પષ્ટીકરણ કર્યું છે. જે શૈલીથી પ્રથમ ભાગ રચવામાં આવ્યો છે તેજ શૈલીનું અનુકરણ બનતાંસુધી આ ભાગમાં કર્યું છે. કોઈપણ પદનુ નિરૂપણ કરતી વખતે પ્રથમ તેને લગતા દાખલા લેવામાં આવ્યા છે. પછી તે ઉપરથી તેની વ્યાખ્યા કેવી રીતે નીકળે છે તે સમજાવવામાં આવ્યું છે અને છેવટે તે વ્યાખ્યા કાઢી બતાવવામાં આવી છે. હવે તે પદનું ભાન વિદ્યાર્થીને બરાબર થયું છે કે કેમ તેની કસોટી માટે ઘણા દાખલા મૂકવામાં આવ્યા છે. વળી સમજેલી બાબત વધારે દૃઢ કરવાને માટે વાચનમાળામાંથી પણ બંધબેસતાં વાકયો મૂક્યાં છે. છેવટે તેજ પદનો વિદ્યાર્થી વાક્યમાં ઉપયોગ કરે તે માટે જુદાં જુદાં વાકયો બનાવવાનું કહેવામાં આવ્યું છે. શિક્ષકવર્ગ વ્યાકરણ શીખવતી વખતે જો કાળા પાટીઆનો છૂટથી ઉપયોગ કરી તે વિષય શીખવશે તો જરૂર વિદ્યાર્થીને આ વિષય સરળ થઈ શકશે. આ પુસ્તક રચવામાં મને ટેલરકૃત “ગુજરાતી વ્યાકરણ” ઉપયોગી થઈ પડયું છે; કારણકે તેમાં કેટલીક બાબતોનું તર્કસિદ્ધરીતે સ્પષ્ટ નિરૂપણ કર્યું છે. તેમજ શ્રીયુત પરમાનંદદાસ ધનેશ્વર વ્યાસ બી. એ. એમણે મને આ પુસ્તક માટે ઉપયોગી સૂચના કરી છે તેથી આ બંને વ્યક્તિનો હું ઋણી હોવાથી તેમનો આભાર માનું છું.

પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ
અમદાવાદ
તા. ૨૧-૧૨-૨૫



મૂળજીભાઈ હીરાલાલ ચોકસી

## અનુક્રમણિકા


| | | | પૃષ્ઠ |
|---|---|---|---|
| પાઠ | ૧લો | નામના પ્રકાર ... ... ... | ૧—૯ |
| પાઠ | ૨જો | સર્વનામના પ્રકાર ... ... | ૯—૧૪ |
| પાઠ | ૩જો | વિશેષણના પ્રકાર ... ... | ૧૪—૧૮ |
| પાઠ | ૪થો | જાતિ ... ... ... ... | ૧૯—૨૨ |
| પાઠ | ૫મો | વચન ... ... ... ... | ૨૨—૨૭ |
| પાઠ | ૬ઠ્ઠો | વિભક્તિ ... ... ... | ૨૭—૩૦ |
| પાઠ | ૭મો | વિભક્તિના અર્થ ... ... | ૩૦—૩૮ |
| પાઠ | ૮મો | રૂપાખ્યાન ... ... ... | ૩૯—૪૩ |
| પાઠ | ૯મો | ક્રિયાપદના પ્રકાર ... ... | ૪૩—૪૯ |
| પાઠ | ૧૦મો | ક્રિયાપદના કાળ... ... ... | ૪૯—૫૨ |
| પાઠ | ૧૧મો | ક્રિયાપદના અર્થ... ... ... | ૫૨—૫૪ |
| પાઠ | ૧૨મો | ક્રિયાપદના પ્રયોગ ... ... | ૫૪—૫૮ |
| પાઠ | ૧૩મો | મિશ્રકાળ ... ... ... | ૫૯—૬૪ |
| પાઠ | ૧૪મો | કૃદંત ... ... ... | ૬૪—૬૮ |
| પાઠ | ૧૫મો | અવ્યયના પ્રકાર... ... ... | ૬૮—૭૨ |
| પાઠ | ૧૬મો | વાક્યપ્રથક્કરણ ... ... ... | ૭૨—૭૮ |
| પાઠ | ૧૭મો | વાક્યના પ્રકાર ... ... ... | ૭૮—૮૫ |
| પાઠ | ૧૮મો | પદ વિન્યાસ ... ... ... | ૮૫—૮૭ |
| પાઠ | ૧૯મો | વાક્યપૃથક્કરણના નમુના ... ... | ૮૮—૯૫ |
| પાઠ | ૨૦મો | પદચ્છેદના નમુના ... ... | ૯૬—૧૦૦ |

# નવીન વ્યાકરણ

## ભાગ ૨ જો

## પાઠ ૧ લો

### નામના પ્રકાર

૧. જે શબ્દ આપણે બોલીએ છીએ તે અમુક વસ્તુનું **નામ** હોય છે. જ્યારે તે શબ્દ વાક્યમાં સંબંધપૂર્વક વાપરવામાં આવે છે ત્યારે તેને **પદ** કહે છે. વાક્યમાં આવતાં મુખ્ય પદ જેવાં કે નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ અને અવ્યય વિષે તમે થોડું શીખી ગયા છો. હવે તમારે તે સંબંધી વધારે જાણવાની જરૂર છે.

૧. **રમણ** ખૂબ રમ્યો.
૨. ભરવાડ **ગાય** પાળે છે.
૩. **વર્ગ** ત્રીસ છોકરાનો છે.
૪. શારદાને **ગોળ** ભાવે છે.
૫. વિદ્વાનમાં **નમ્રતા** હોવી જોઈએ.
૬. શરીરમાં લોહીનું **ભ્રમણ** થયાં કરે છે.

આ વાક્યમાં રમણ, ગાય, વર્ગ, ગોળ, નમ્રતા, ભ્રમણ એ નામ છે પણ એ દરેક પદ જુદી જાતનું નામ છે તે હવે તમે શીખશો.

૨. ૧. **નદીનું** પાણી મીઠું હોય છે.
૨. **ગાય** ઉપયોગી પ્રાણી છે.
૩. **ઝાડ** ઉપર ફળ આવે છે.

૪. **ખેડુત** મહેનતુ હોય છે.

૫. **શહેર** વધારે વસ્તીવાળું હોય છે.

પહેલાં વાક્યમાં 'નદી' એ શબ્દ દરેક જાતની નદીને લાગુ પડે છે: એટલે 'નદી' એ પદથી તેવી જાતની અનેક નદીઓ વિષે ખ્યાલ આવે છે. મહી, વાત્રક, નર્મદા, તાપી, ગંગા, જમના વગેરે નદી કહેવાય છે. આ પ્રમાણે નદી શબ્દ તેમની આખી જાતિ માટે વપરાય છે. 'નદીનું પાણી મીઠું છે' એટલે બધી નદીનું પાણી મીઠું છે. જેમ નદી એ પદ આખા વર્ગમાટે વપરાય છે તેમ તે અમુક એક વ્યક્તિ માટે પણ વાપરવામાં આવે છે. દા. **ગંગા** પવિત્ર નદી છે. આવા વાક્યમાં અમુક એક નદી સંબંધી વાત કરવામાં આવી છે. તેવી રીતે 'ગાય' એ શબ્દ **ગાયનો** વર્ગ બતાવે છે, પછી તે ગાય ધોળી, કાળી કે નાની મોટી હોય. તેમજ ગાય એ નામથી ઓળખાતાં પ્રાણીના વર્ગમાંની અમુક એક ગાય માટે પણ તે વપરાય છે. દા. પેલી ધોળી ગાય ચરે છે. એમાં એકજ ગાય સંબંધી કહેવામાં આવ્યું છે. આ પ્રમાણે 'ઝાડ', 'ખેડુત,' 'શહેર' જેવાં નામ તેમના આખા **વર્ગ** કે **જાતિને** લાગુ પડે છે. તેમજ તેમાંના એક પ્રાણી કે પદાર્થને માટે પણ તે વાપરી શકાય છે. ત્યારે આ ઉપરથી આ નિયમ નીકળે છે: જે નામ આખા વર્ગને અથવા તેની હરકોઈ વસ્તુને લાગુ પડે છે તે **જાતિવાચક** નામ કહેવાય છે. આ નામ **જાતિ-વાચક** કહેવાય છે, કારણકે તે પ્રાણી કે પદાર્થની આખી જાતિ કે વર્ગની દરેક વસ્તુને સરખી રીતે લાગુ પડે છે. 'ઘોડો' એ ઘોડાની દરેક વ્યક્તિને સામાન્ય રીતે લાગુ પડે છે: લાલ ઘોડો, ધોળો ઘોડો, મોટો ઘોડો, ઉંચો ઘોડો, કાણો ઘોડો, વગેરે બધી વ્યક્તિને 'ઘોડો' એવું સામાન્ય નામ આપવામાં આવ્યું છે. એકજ જાતિ કે વર્ગના અમુક સરખા ગુણ કે ખાસિયત ઉપરથી તેમનાં જુદાં જુદાં નામ આપવામાં આવ્યાં છે. પક્ષી, પશુ, મેજ, ખુરસી, પર્વત, ગાય, છોકરો, ચિત્ર, ઘર વગેરે **જાતિવાચક** નામ છે, એટલે તેમાંની બધી

વસ્તુને તે નામ સરખી રીતે લાગુ પડે છે. દરેક વસ્તુને માટે જુદું જુદું નામ આપવામાં આવે તો ઘણા નામને લીધે તેવાં નામ અપાર થઈ જાય તથા ગુંચવાડો ઉભો થાય અને તેથી કંઈ સમજણ પડે નહિ તેથી વસ્તુના જુદા જુદા વર્ગ માટે જુદાં જુદાં જાતિવાચકનામ ઉપર* પ્રમાણે આપવામાં આવ્યાં છે.

૩. નીચેનાં વાકયમાંથી **જાતિવાચક** નામ શોધી કાઢો:—

(૧) મારી કલમ પડી ગઈ. (૨) પર્વત ઉપર ઝાડ હોય છે. (૩) છોકરો ચોપડી વાંચે છે. (૪) ભેંસનું દૂધ મીઠું લાગે છે. (૫) મોચી બૂટ બનાવે છે. (૬) રાજા હાથી ઉપર બેઠો હતો. (૭) પોપટ પાંજરામાં બોલે છે. (૮) ઉંદર કપડાં કરડી ખાય છે. (૯) ઢોર પાણી પીએ છે. (૧૦) ચકલી માળામાં છે. (૧૧) આપણો દેશ વિશાળ છે. (૧૨) મેજ ઉપર ખડીઓ છે. (૧૩) રસ્તામાં મોટર ખડક સાથે અથડાવાથી ભાગી ગઈ. (૧૪) પૃથ્વીના ફરવાથી રાત અને દિવસ થાય છે. (૧૫) સુથાર, ખુરસી, મેજ, કબાટ, બારી, જાળીઆં વગેરે વસ્તુઓ બનાવે છે.

૪. નીચેનાં **જાતિવાચક** નામ વાક્યમાં વાપરો:—

ફૂલ, હીંચકો, ટોપી, ફાનસ, છોકરૂં, બારી, દીવાસળી, દિવસ, શહેર, રોટલો, પક્ષી, લાકડી, જંગલ, પર્વત, ગૃહ, ઘર, ચોપડી, ઘડિઆળ, ગાડી, પોપટ.

૫. ૧. **હિંદુસ્તાન** આપણો દેશ છે.
૨. **ભીમ** બહાદૂર લડવૈયો હતો.
૩. **મહાભારત** ઉપયોગી પુસ્તક છે.
૪. **તાજમહાલ** સુંદર રોજો છે.
૫. **ગોદાવરી** પવિત્ર નદી છે.

---

* જાતિવાચક નામને સામાન્ય નામ પણ કહે છે કારણ કે તે દરેક તેના વર્ગના પ્રાણી કે પદાર્થને સામાન્ય રીતે લાગુ પડે છે.

પહેલા વાક્યમાં દેશ એ **જાતિવાચક** નામ છે પણ હિંદુસ્તાન એ અમુક ચોક્કસ દેશનું નામ છે. તે એક વિશેષ દેશને લાગુ પડે છે. દેશ તો ઘણા છે પણ તેમાંથી અમુક દેશને હિંદુસ્તાન નામ આપવામાં આવ્યું છે, એટલે એ એનું **ખાસ નામ** છે.

બીજા વાક્યમાં '**ભીમ**' એ અમુક વ્યક્તિનું નામ છે. બહાદૂર લડવૈયા ઘણા હોય છે પણ તેમાંથી અમુક એક લડવૈયાનું નામ 'ભીમ' છે. તે નામ બીજી વ્યક્તિને લાગુ પડતું નથી, તેવીજ રીતે **મહાભારત, તાજમહાલ** અને **ગોદાવરી,** એ અમુક પુસ્તક, મકાન, અને નદીનાં ખાસ નામ છે. તે નામથી એકજ વ્યક્તિનું ઓળખાણ થાય છે. **જાતિવાચક** નામ તો આખા વર્ગને અથવા તેની ગમે તે **વ્યક્તિ**ને લાગુ પડે છે. 'પુસ્તક' શબ્દ તેના આખા વર્ગને લાગુ પડે છે. તેમજ તે ગમે તે એક પુસ્તકનું પણ ઓળખાણ કરાવે છે. દા. મારૂં પુસ્તક, તેનું પુસ્તક, વગેરે પણ મહાભારત તો અમુક **એકજ** પુસ્તકને લાગુ પડે છે તેથી તે પ્રમાણે ઉપરનાં બીજાં ખાસ નામ એકજ વસ્તુનું ઓળખાણ કરાવે છે. તે એકજ પ્રાણી, પદાર્થ કે સ્થળના ખાસ નામ છે. જે ખાસ નામ પ્રાણી પદાર્થનું હોય તે તેની **સંજ્ઞા** કહેવાય છે એટલે એવાં નામો **સંજ્ઞાવાચક** નામ કહેવાય છે.×

**૬. સંજ્ઞાવાચક** નામઃ—સિદ્ધરાજ, કમળા, મોતીલાલ, ટીપુ, કલકત્તા, કાવેરી, હિમાલય, વિશ્વેશ્વર, શાહઆલમ, રવિવાર, ફાગણ, જન્માષ્ટમી, રામાયણ, કુરાન, ભગવદ્‌ગીતા, મંગળવાર, મહમદ, બજેત્ર, ઋગ્વેદ.

**૭.** નીચેનાં વાક્યોમાંથી **સંજ્ઞાવાચક** નામ શોધી કાઢોઃ—

(૧) રાવણ સીતાને લઈ ગયો. (૨) સિંધુમાં રેલ આવી હતી.

---

**× સંજ્ઞા એ અમુક ખાસ વિશેષ વ્યક્તિને માટે વાપરેલી હોય છે તેથી તેને કેટલાક વિશેષનામ કહે છે.**

(૩) તમારી પાસે બાઇબલ છે ? (૪) બુધવારે કેટલાક ગામ જતા નથી. (૫) હોળી ઉપર તમો અમદાવાદ હશો કે વડોદરે ? (૬) કબીર સાહેબની સાખી વખણાય છે. (૭) અફઘાનિસ્તાન અને પંજાબ વચ્ચે હિંદુકુશ છે. (૮) હરિશંકર અને રેવાશંકર બંને મુંબઈ રહે છે. (૯) વનરાજે ભુવડ કનેથી પાટણ લઈ લીધું. (૧૦) અશોકે ગિરનાર ઉપર લેખ કોતરાવ્યો છે. (૧૧) વિરમગામમાં મુન્સર તળાવ છે. (૧૨) રાણકદેવી વઢવાણ આગળ સતી થઈ હતી. (૧૩) અકબર એ હર્ષ જેવો પરાક્રમી હતો. (૧૪) કમાટીબાગમાં ઘણાં પક્ષી અને પ્રાણી છે. (૧૫) તમે રામાયણ વાંચ્યું છે ?

૮. ૬ટ્ઠી કલમમાં આપેલાં નામ વાકયમાં વાપરો.

૯. ૧. રસ્તામાં એક **ટોળું** હતું.
૨. **લશ્કર** હારવાથી રાજા નાઠો.
૩. મનુ **મેળો** જોવા ગયો.
૪. વહાણનો **કાફલો** દરિયામાં ડૂબવા લાગ્યો.

આ વાકયમાં 'ટોળું', 'લશ્કર,' 'મેળો,' 'કાફલો' એ નામ આખા વર્ગ કે સમૂહને લાગુ પડે છે પણ તેમાંની કોઈ અમુક છુટી વ્યક્તિને તે નામ લાગુ પડતું નથી. દા. લશ્કર એ બધા લડવૈયાના સમૂહનું નામ છે, તેમાંનો એક લડવૈયો તે લશ્કર કહેવાય નહિ. જ્યારે **જાતિવાચક** નામ આખા વર્ગને તેમજ તે વર્ગની કોઈ એક વ્યક્તિને પણ લાગુ પડે છે, ત્યારે સમૂહવાચક નામ આખા સમૂહને-જ ઉદ્દેશી વાપરવામાં આવે છે. તેજ પ્રમાણે ટોળું, મેળો, કાફલો, એ નામ તેમાંની હરકોઈ વસ્તુને નહિ પણ એક આખા સમૂહને લાગુ પડે છે, તેથી જે નામ આખા સમૂહને લાગુ પડે છે તે **સમૂહવાચક** કહેવાય છે.

૧૦. નીચેનાં વાકયોમાંથી **સમૂહવાચક** નામ શોધી કાઢો:—

(૧) કાશીએ સંઘ પહોંચવો મુશ્કેલ છે.

(૨) અમારા વર્ગમાં થોડા છોકરા છે.
(૩) મહમદ મોટું સૈન્ય લઈ હિંદ ઉપર આવ્યો હતો.
(૪) મહારી પાસે માણસની બહુ ઠઠ જામી હતી.
(૫) હવે વણજારાની પોઠો જણાતી નથી.
(૬) વડોદરામાં ગોરાની પલટણ છે.
(૭) અમલદારે પ્રજાનું હિત જોવું જોઈએ.
(૮) હાલમાં યુવકની મંડળીઓ સ્થપાઈ છે.
(૯) મોટા જથામાં માલ વેચવાથી નફો ઠીક મળે છે.
(૧૦) જ્યાં પંચ ત્યાં પરમેશ્વર એવી કહેવત છે.
(૧૧) હવાઈ વિમાન જોવા માણસની ભારે મેદની થઈ હતી.

**૧૧.** ઘઉં, બાજરી, મગ, મઠ, સોનું, રૂપું, લોઢું, ગોળ, ખાંડ, રૂ, રેશમ, દૂધ, એ દ્રવ્યનાં નામ છે, તેથી તેને **દ્રવ્યવાચક** નામ કહે છે. ઘઉં, બાજરી એ અનાજના નામ છે, સોનું રૂપું એ ધાતુનું નામ છે. ઘી, તેલ, ગોળ એ વસ્તુનાં નામ છે. **જાતિવાચક નામની માફક દ્રવ્યવાચક નામને સંખ્યા લાગી શકતી નથી.** 'દા.' ચાર માણસો, આઠ ખુરસી આપણે કહીએ છીએ, પણ ત્રણ દૂધ કે પાંચ રૂ કહેતા નથી. જ્યારે એવી સંખ્યા તેમની આગળ આવે છે ત્યારે તેની જુદી જુદી જાત સમજવાની છે. 'દેશદેશનાં પાણી' એટલે જુદી જુદી જગાનાં પાણી હોવાં જોઈએ. આવા દાખલામાં પાણી જાતિવાચક નામ થાય છે. દ્રવ્યવાચક નામનું સાધારણ રીતે બહુવચન થતું નથી.

**૧૨.** (૧) ખાંડમાં **ગળપણ** હોય છે.
(૨) દુઃખ વખતે **ધીરજ** રાખવી.
(૩) કવિતા વાંચી **આનંદ** થયો.
(૪) તાવને લીધે **મરણ** થાય છે.
(૫) હાથીની **ચાલ** ધીમી હોય છે.
(૬) તે **દોટ** મૂકી આગળ ગયો.

'ગળપણુ' અને 'ધીરજ' એ ગુણુનાં નામ છે. ગળી વસ્તુનો ગુણુ (ભાવ) ગળપણુ છે, તેમજ ધીરજ એ ધીર માણુસનો ગુણુ છે. આનંદ એ લાગણી બતાવે છે અને ઊંઘ એ સ્થિતિ દર્શાવે છે. 'ચાલ' અને 'દોટ' એ ક્રિયા બતાવે છે. 'ગળપણુ,' 'ધીરજ,' 'આનંદ,' 'ઊંઘ,' 'ચાલ,' 'દોટ,' આ નામને આપણે ઇંદ્રિયોથી જાણુતા નથી પણુ મનવડે તેની સમજણુ પડે છે.*

આપણે ગળી વસ્તુને જોઈએ છીએ પણુ 'ગળપણુ' જોતા નથી તેવીજ રીતે ધીરજ, મરણુ, આનંદ, ચાલ અને દોટ તે પ્રત્યક્ષ જોઈ શકતા નથી. તેનો ભાવ મનથી જણાય છે તેથી એ નિયમ નીકળે છે કે જે નામ ગુણુ સ્થિતિ, લાગણી ને ક્રિયા બતાવે છે તે **ભાવવાચક** કહેવાય છે.

**૧૩.** નીચેના વાક્યોમાંથી **ભાવવાચક** નામ શોધી કાઢો અને તે શું બતાવે છે તે કહોઃ—

(૧) તેનો મોટો દુર્ગંણુ અદેખાઈ છે. (૨) જૂઠ અને સાચને વેર છે. (૩) પ્રેમ અને દ્વેષ એ મુખ્ય લાગણી છે. (૪) ડહાપણુ અને નમ્રતાના ગુણુ વખાણુવા લાયક છે. (૫) ન્યાતમાં ઘણી બદી પેસી ગઈ છે. (૬) પ્રભુ અહંકારને ખાય છે. (૭) લશ્કરમાં ઊંઘ, થાક કે ભૂખ જોવામાં આવતાં નથી. (૮) બાળપણુ, જુવાની અને ઘડપણુ એ માણુસની જુદી જુદી અવસ્થા છે. (૯) મનુ ધીરજથી કામ કરે

---



છે. (૧૦) કોઈ વખત છોકરાં ગડબડાટ કરે છે. (૧૧) કીડીની ગતિ ધીમી છે. (૧૨) સારી તંદુરસ્તી ઉપર લાંબા જીવનનો આધાર છે. (૧૩) નદીની પહોળાઈ, ઉંડાઇ અને લંબાઈ નહેર ખોદનાર માપે છે. (૧૪) ભીમનું બળ ધાર્યું હતું. (૧૫) તેનામાં કોઈ વખત લોભ અને કોઈ વખત કપટ જણાતાં હતાં.

૧૪. નીચેનાં **ભાવવાચક** નામ વાક્યમાં વાપરોઃ—

ચોરી, સંતોષ, પીળાશ, સૌંદર્ય, કીર્તન, ભાષણ, વણાટ, વિચાર, ઉછેર, ઓટ, વધઘટ, દોડાદોડ, હિંમત, દયા, આળસ.

૧૫. નીચેના વાક્યોમાંથી જુદાં જુદાં નામ શોધી કાઢોઃ—

(અ) (૧) વેરની લાગણી ઘણાં માણસની ખરાબી કરે છે. (૨) દરેક જણને સુંદરતાથી મોહ થાય છે. (૩) મગનો છોડ નાનો હોય છે. (૪) કાશીએ સંસ્કૃત વિદ્યાનું મુખ્ય સ્થળ છે. (૫) યુરોપમાં જર્મન લશ્કર સામે હિંદી પલટણો લડી હતી. (૬) ધૈર્ય એ ધન છે. (૭) આપણા દેશમાંથી રૂ, ઘઉં, ચોખા, શણ, ચા, અને તેલીબીઆં પરદેશ મોકલવામાં આવે છે. (૮) મોતની બીક દરેક પ્રાણીને કુદરતી રીતે લાગે છે. (૯) કાઠિઆવાડનાં બેડી, પોરબંદર અને ભાવનગર બંદરોએથી કેટલોક માલ આપણા પ્રાંતમાં આવે છે. (૧૦) હિમાલયની ભવ્યતા જોઈ ગોવિંદ આશ્ચર્યમાં ડૂબી ગયો. (૧૧) વસ્તુની નકલ કરવી સહેલી છે પણ સર્જનમાં ઘણી મુશ્કેલી છે. (૧૨) મુસાફરીમાં ઘાટઘાટનાં પાણી પીવાં પડે છે. (૧૩) લેનિનગ્રેડ એ રશિઆની રાજધાની છે. (૧૪) કોલસા અને લોઢું એ ઇંગ્લંડનાં મુખ્ય ખનીજ છે.

(બ) દર સાંજે અઠવાડીઆમાં પાંચ દિવસ સરખી ઉંમરના છોકરાઓ સાથે મરદાની રમતગમતમાં ભાગ લેવો અને બે દિવસ પોતાની સાથે ફરવા આવવું એવો વિનોદરાયે પોતાના કુટુંબમાં છોકરાઓ માટે નિયમ કર્યો હતો. એ નિયમ પ્રમાણે આજ ફરવા જવાનો વારો હતો, તેથી કાંતિ અને ચુની વિનોદરાય સાથે મુંબઈમાં દરીઆ કાંઠે ફરવા ગયા હતા. તેઓ વાત કરતા ધીમે ધીમે જતા હતા,

એટલામાં ચુનીની નજર દરીઆમાં આઘે લાંગરેલી એક આગબોટ ઉપર પડી, તે જોઈ તેણે વિનોદરાયને પૂછ્યું, વિનુકાકા, અસલ આપણા લોક વહાણમાં બેસી પરદેશ જતા હશે કે નહિ ?

૧૬. જાતિવાચક, સંજ્ઞાવાચક, દ્રવ્યવાચક, સમૂહવાચક અને ભાવવાચક એવાં દરેક નામનાં આઠ આઠ વાક્યો બનાવો.

---

## પાઠ ૨ જો

---

### સર્વનામના પ્રકાર

૧. વાક્યમાં એકજ નામ વારંવાર વાપરવાથી ઠીક લાગતું નથી તેમજ તે કઢંગી રીત છે તેથી તેને બદલે જે પદ વાપરવામાં આવે છે તે **સર્વનામ** કહેવાય છે એ વાત આગળ શીખવવામાં આવી છે. હવે જુદાં જુદાં સર્વનામની માહીતી મેળવવાની જરૂર છે.

(૧) **હું** કાગળ લખું છું. (૨) **અમે** ગામ જવાના છીએ. (૩) **તું** બહુ વાત કરે છે ? (૪) **તમે** અહીઆં ક્યાંથી ? (૫) **તે** હમણાં માંદો છે. (૬) **તેઓ** ખેતરમાં છે. (૭) **આપણે** ત્યાં જવું જોઈએ. (૮) **આપ** સુખી હશો.

આ વાક્યોમાં 'હું,' 'અમે,' 'આપણે,' 'તું,' 'તમે,' 'આપ,' 'તે,' તથા 'તેઓ' એ બધાં સર્વનામ છે, કારણકે તેઓ નામને બદલે વપરાયાં છે અને તે પુરુષવાચક છે કારણકે તે અમુક પુરુષનું ઓળખાણ કરાવે છે. 'હું,' 'અમે,' 'આપણે' એ સર્વનામ બોલનાર વ્યક્તિના સંબંધી વાપરવામાં આવે છે. જે બોલનાર હોય છે તે પહેલો પુરુષ હોવાથી હું, અમે, આપણે એ **પહેલો પુરુષવાચક સર્વનામ** છે. જેની સાથે બોલવામાં આવે છે અને તે પુરુષ બીજો હોવાથી આ સર્વનામ **બીજો પુરુષવાચક** છે. અમુક પુરુષ કે વસ્તુ જે રૂબરૂમાં નથી અને જેને ઉદ્દેશી વાત કરવામાં આવે છે તે

**ત્રીજો પુરુષ** હોય છે, અને તેથી 'તે,' અને 'તેઓ' એ **ત્રીજો પુરુષવાચક સર્વનામ છે.** જ્યારે બોલનાર પુરુષ જેની સાથે બોલે છે અને તેને તે પોતાની સાથે મેળવીને બોલે છે ત્યારે 'આપણે' (હું અને તમે) વપરાય છે. 'આપ,'× 'તમે' ને ઠેકાણે માનાર્થે વપરાય છે.

નીચેના વાક્યમાં કઈ જાતનું **પુરુષવાચક** સર્વનામ છે તે કારણ સહિત શોધી કાઢો:—

(૧) તે પરગામથી આજે આવ્યો. (૨) તમે તેઓ સાથે વાંચવાના છો? (૩) અમે હિસાબ કરીએ છીએ. (૪) આપણે એક બીજાને મદદ કરવી જોઈએ. (૫) હું જ્યારે ઉઠું છું ત્યારે તમે કામે લાગેલા હો છો. (૬) તું હઠીલો છે. (૭) બજારમાં તેઓ ગયા છે. (૮) અમે આ વાત તેને કહીશું નહિ. (૯) રાજાએ તેના પ્રધાનને શાબાશી આપી. (૧૦) આપણે તો ત્યાં જવાના નથી. (૧૧) આ સંબંધી આપનો શો અભિપ્રાય છે?

૩. (૧) છાપરા ઉપર **આ** શું પડયું છે? (૨) તે રસ્તો ટુંકો છે કે **આ.** (૩) તે કાગડાનો માળો છે? (૪) **પેલો** શું કહે છે? (૫) વાદળમાં **પેલું** શું જણાય છે? (૬) કામ કરવું **એ** કેટલાકને ગમતું નથી. (૭) **ફલાણાએ** આમ કર્યું અને **ઢીકણાએ** એમ કર્યું એવું તેને બોલવાની ટેવ પડી છે.

**'આ'** એ સર્વનામ છે અને તે અમુક વસ્તુ અને રસ્તો એ નામ બતાવવા મૂકયું છે. 'તે' પાસેની વસ્તુ બતાવે છે. 'માળો' તે **'તે'** બતાવીને વાપર્યું છે તેમજ 'પેલો' અને 'પેલું' અમુક વસ્તુને બતાવનાર તરીકેના સર્વનામ છે. 'તે' અને 'પેલો', 'પેલું' સર્વનામ આઘેના પદાર્થ બતાવવા માટે વપરાય છે. 'ફલાણો' પણ એજ જાતનું સર્વનામ છે. 'એ' 'કામ કરવું' એ સર્વનામ શબ્દસમૂહ માટે વપરાયું છે અને તે જરા આઘેની વસ્તુ બતાવવાને વાપરવામાં આવે છે.

---

× કેટલીક વખત 'આપ' પહેલાપુરુષમાં સ્વવાચક તરીકે વપરાય છે દા. "આપ વીતી" એમાં આપ સ્વવાચક સર્વનામ છે.

જે શબ્દ કોઈ વસ્તુને જાણે આંગળીથી દેખાડતા હોય એમ બતાવે (દર્શાવે) તો તેને **દર્શક સર્વનામ** કહે છે. આ, એ, પેલો, પેલી, પેલું, તે, ઓલ્યો, ફલાણો, એ જુદાં જુદાં **દર્શક સર્વનામ** છે.

૪. (૧) તે છોકરાં **કયાં** છે? (૨) ત્યાંથી **કોણ** આવ્યું છે? (૩) તમે જે દિશામાં જાઓ છો તે **કઈ**? (૪) આ ગામ **કયું**? (૫) **શું** બોલો છો?

આ વાક્યોમાં 'કયો,' 'કોણ,' 'કઇ,' 'કયું,' 'શું,' એ સર્વનામ વડે જુદા જુદા પ્રશ્ન પૂછવામાં આવ્યા છે. તેથી **જે સર્વનામ પ્રશ્ન પૂછવામાં વપરાય છે તેને પ્રશ્નવાચક કહે છે.**

**કોણ, કયો, કઈ, કયું, શો, શી, શું, કેવું, કેટલું, કેવડું,** વગેરે પ્રશ્નવાચક સર્વનામ છે.

૫. ૪ થી કલમમાં બતાવેલા પ્રશ્નવાચક સર્વનામ વાકયમાં વાપરો.

૬. (૧) **કેટલાક** કહે છે કે તે ગરીબ છે. (૨) **ઘણાનો** મત આ છે. (૩) **થોડાક** જંગલમાં નાઠા. (૪) તમે **કંઇક** કરો તો ઠીક. (૫) **હરકોઇને** ખાવાનું તો જોઇએ. (૬) **કશાથી** તેનું વળ્યું નહિ (૭) **અમુક** આમ બોલે છે અને **અમુક** તેમ બોલે છે.

આ વાકયમાં કેટલાક, ઘણાનો, થોડાક, કંઈક, હરકોઈ, કશાથી અને અમુક એ સર્વનામ કોઈ પણ ચોકસ નામને માટે વપરાયાં નથી. તે કોઈ નક્કી (નિશ્ચિત) પદાર્થ બતાવતાં નથી પણ અચોકસ વસ્તુ સંબંધી કહે છે તેથી તે **અનિશ્ચિત સર્વનામ** છે. **કોઈ, કોઈ એક, જે કોઈ, કોણ, કશું, કેટલાક, કયો, કંઇ, કંઈક, હરકોઇ, દરેક, સઘળા, ઘણા, થોડાક, અમુક, ફલાણું** એ અનિશ્ચિત સર્વનામ છે.

૭. છઠ્ઠી કલમમાં બતાવેલા મોટા અક્ષરવાળાં જે અનિશ્ચિત સર્વનામ છે તેનો વાકયમાં ઉપયોગ કરો.

૮. (૧) રાજા **જાતે** ઇન્સાફ કરે છે, (૨) મેં **પોતે** તેને સલાહ આપી. (૩) તમે **પોતે** ધ્યાન આપશો તો કામ સારું થશે. (૪) શેઠ **પંડે** દુકાનની દેખરેખ રાખે છે.

આ વાક્યમાં 'જાતે,' 'પોતે' અને 'પંડે' એ સર્વનામ અમુક પુરુષવાચક સર્વનામ કે નામ સાથે વપરાય છે અને તેને પોતાનેજ (સ્વ=પોતાની જાતને) ઓળખાવે છે તેથી તે **સ્વવાચક સર્વનામ** કહેવાય છે. પહેલા વાક્યમાં રાજાની જાતને ઉદ્દેશી અને બીજા અને ત્રીજા વાક્યમાં 'મે" અને 'તમે' ના સંબંધમાં તથા છેલ્લા વાક્યમાં 'શેઠ' માટે સ્વવાચક સર્વનામ વપરાયું છે અને તેમનાથી થતી ક્રિયા બાર દઈને થાય એમ બતાવી છે. તમે તમારી **જાતને** છેતરો છો. એ વાક્યમાં છેતરવાની ક્રિયા 'તમે' કરનાર ઉપરજ થાય છે.

૯. (૧) જે મહેનત કરશે તે સુખી થશે. (૨) જેટલું ધ્યાન આપશો તેટલું કામ સારૂં થશે. (૩) જેવો રાજા તેવો ન્યાય. (૪) જેવું કરશો તેવું ભોગવશો.

પહેલા વાક્યમાં 'જે' અને 'તે' સર્વનામને એક બીજા સાથે સંબંધ છે. 'જે મહેનત કરે છે' એટલું કહેવાથી અર્થ સમજાતો નથી પણ તેની પાછળ 'તે સુખી થાય છે' એમ કહેવાની જરૂર પડે છે. તેવીજ રીતે જેટલું તેટલું, જેવો તેવો, જેવું તેવું, જેવાં એકબીજા સાથે સંબંધ બતાવનાર સર્વનામ **સંબંધી સર્વનામ** કહેવાય છે, કારણકે તેથી જે–તે, જેવાં–તેવાં, જેવડું–તેવડું, જેટલું–તેટલું **એવા** શબ્દો એકબીજાના સંબંધમાંજ હંમેશાં વપરાય છે. એક બીજાના સંબંધને લીધે એવા શબ્દો એક બીજાના સંબંધમાંજ વાપરી શકાય છે. 'જે મહેનત કરશે તે સુખી થશે' આ વાક્યમાં 'જે' પદ પછી વાક્યનો બરાબર અર્થ સમજવા માટે 'તે' પદની અપેક્ષા **એટલે** આશા રહે છે તેથી 'જે' **સાપેક્ષ સર્વનામ** છે. જેટલું, જેવડું, જેવો, વગેરે પણ સાપેક્ષ સર્વનામ કહેવાય છે.

**૧૦.** ઉપર બતાવેલાં સંબંધી સર્વનામનો ઉપયોગ તમારા પોતાનાં બનાવેલાં વાક્યોમાં કરો.

**૧૧.** જ્યારે સર્વનામ પછી નામ આવે છે ત્યારે એ સર્વનામ વિશેષણ તરીકે વપરાય છે. તેના દાખલા નીચે પ્રમાણે છેઃ—

| સર્વનામ | વિશેષણ |
| --- | --- |
| ૧. જે ખોદે તે પડે. | જે માણસ ખોદે તે પડે. (સંબંધી) |
| ૨. **પેલો** હજુ જણાયો નહિ. | **પેલો** છોકરો હજુ જણાયો નહિ. (દર્શક) |
| ૩. **આ** શું છે ? | **આ** વસ્તુ શી છે ? (દર્શક) |
| ૪. **તેણે** કંઈ કર્યું નહિ. | તેણે કંઈ કામ કર્યું નહિ ?(અનિશ્ચિત) |
| ૫. **તે** પડી ગઈ. | **તે** છોકરી પડી ગઈ. (દર્શક) |
| ૬. ત્યાં **કેટલાં** હતાં ? | ત્યાં **કેટલાં** ઢોર હતાં. (અનિશ્ચિત) |

એટલે જે જાતનું સર્વનામ હોય છે તે જાતનું વિશેષણ થાય છે. પણ હું, તું, આપણે, આપ, અમે, તમે, કોણ, એ સર્વનામો બીજાં નામ સાથે આવતાં નથી, તેથી તેઓ શુદ્ધ સ્વરૂપમાં રહે છે તેથી તે **શુદ્ધ સર્વનામ** છે.

**૧૨.** નીચેનાં વાક્યોમાંથી જુદાં જુદાં **સર્વનામ** શોધી કાઢોઃ—

**અ.** (૧) આકાશમાં પેલું શું દેખાય છે? (૨) શિક્ષકે પોતે વર્ગની પરીક્ષા લીધી. (૩) તેણે જે કામ કર્યું તે ઉત્સાહથી પુરૂં કર્યું. (૪) કોણ આવ્યું છે? (૫) જેવું કરશો તેવું પામશો (૬) કયા છોકરાએ ફળ લીધું? આ કે તે. (૭) તેને જાતે હિસાબ જોવાની ટેવ છે. (૮) (૮) અમે દરરોજ સવારે ફરવા જતા હતા ત્યારે તમે પાછા ઘેર જતા હતા. (૯) દરરોજ કંઈને કંઈ વિશેષ શીખવાથી જ્ઞાનમાં વૃદ્ધિ થાય છે. (૧૦) જેટલી તેની ઉંમર છે તેટલી તેની લાયકાત છે. (૧૧) આપણે સાથે વાંચીએ તો શું? (૧૨) આપ હમણા ક્યાંથી આવ્યા? (૧૩) હે પ્રભુ તું દયાસાગર છે. (૧૩) જેવો ગોળ ઘાલશો તેવું ગળ્યું થશે. (૧૪) એ હજુ કેમ જણાતો નથી. (૧૫) આપ સમાન બળ નહિ.

(**બ**) કોઈ એક પર્વતની ગુફામાં દુર્દાંત નામે એક સિંહ રહેતો હતો. તે હંમેશાં ઘણાં પશુ મારી પોતાનું ગુજરાન ચલાવતો. પશુઓ એકઠાં થયાં અને એક વેળા સર્વેએ એવો વિચાર કર્યો કે આ સિંહ

નજરમાં આવે તેટલાં પશુ મારી ખાય છે, તેને બદલે આપણે મોકલી આપીએ તેટલાંજ તે ખાય એવો તેની સાથે બંદોબસ્ત કરીએ તો ઠીક. આમ કરવાથી કેટલાંક જનાવર મરશે પણ ઘણાં બચી જશે અને બધાંની દરરોજની મરવાની બીક મટશે. પછી તેમણે તેની કને જઈને પોતાનો ઠરાવ કહ્યો. સિંહે તે વાત કબુલ કરી. હવે સઘળાં પશુઓ તેમના તરફથી એક એક જનાવર મોકલવા લાગ્યાં, તે ખાઈને તે પોતાનું પેટ ભરતો. આ પ્રમાણે કેટલાક દહાડા સુધી ચાલ્યું. જ્યારે એક ઘરડા કોહલાનો વારો આવ્યો ત્યારે તેણે વિચાર્યું કે આજ કંઈ યુકિત કરીશ નહિ તો મારે જરૂર મર્યા વગર છુટકો નથી.

---

## પાઠ ૩ જો

---

### વિશેષણના પ્રકાર

---

૧. (૧) **ડાહ્યો** માણસ શાંત રહે છે. (૨) **ધોળી** ગાય ઉભી છે. (૩) તે **ચાર** ચોપડી લાવ્યો. (૪) અઠવાડીઆના **સાત** દિવસ છે.

આ વાકયોમાં 'ડાહ્યો,' 'ધોળી,' 'ચાર,' સાત, એ પદો 'માણસ', 'ગાય,' 'ચોપડી' અને 'દિવસ' એ નામ સંબંધી કંઇક હકીકત જણાવે છે, તેથી તે વિશેષણ છે, પણ 'ડાહ્યો' અને 'ધોળી' એ વિશેષણ 'ચાર' અને 'સાતથી' જુદાં છે તેથી વિશેષણની જુદી જુદી જાતો કઈ છે તે જોઈએ.

(૧) **કાળી** વાદળી વરસી ગઈ. (૨) જાપાનમાં **નીચાં** ઘર છે. (૩) છોકરાંએ **ચોકખાં** લુગડાં પહેરવાં. (૪) **પાકાં** ફળમાં રસ હોય છે. (૫) **આંધળી** છોડી ગાય છે. (૬) **મોટો** **છોકરો** બહાર ગયો.

આ વાકયોમાં 'કાળી,' 'નીચાં,' 'ચોકખાં,' 'પાકાં,' 'આંધળી,' અને 'મોટો' એ શબ્દો નામનો ગુણ બતાવે છે. વાદળી કેવી છે તે 'કાળી' શબ્દથી સમજાય છે. ઘર કેવાં છે? નીચાં. કેવાં લુગડાં પહેરવાં 'ચોકખાં'. ફળ કેવાં છે? પાકાં. છોકરી કેવી છે? આંધળી. છોકરો કેવડો છે 'મોટો'. આવી રીતે આ શબ્દો નામનો ગુણ બતાવી તેના અર્થમાં વધારો કરે છે, તેથી જે વિશેષણ નામનો ગુણ બતાવે છે તે ગુણવાચક વિશેષણ કહેવાય છે.

૨. નીચેનાં ગુણવાચક વિશેષણ વાકયમાં વાપરોઃ—

રાતી, ભુરૂં, નમ્ર, ઊનું, ગંદું, દુઃખી, ઉંચો, નાનું, સફેદ, સારી, સુંદર, લીલું, પાતળું, આળસુ, કડવું, જાડું, ગોરો, ડાહ્યો, ઉતાવળો, કાળું.

૩. (૧) ચાર કુરકુરીઆં રમે છે. (૨) બે બિલાડી આવી. (૩) અમદાવાદથી નડિઆદ ત્રીસ માઇલ છે. (૪) મોહને અર્ધો શેર દૂધ પીધું. (૫) પહેલો છોકરો ગેરહાજર છે. (૬) તે બમણું કામ કરે છે. (૭) અતિ લોભ પાપનું મૂળ છે.

આ વાકયોમાં 'ચાર', 'બે', 'ત્રીસ,' 'અર્ધો', 'પહેલો', "બમણું", અને 'ઘણો' એ વિશેષણ છે અને તે સંખ્યા બતાવે છે. કેટલાં કુરકુરીઆં રમે છે? ચાર. કેટલી બિલાડી આવી? બે. નડિઆદ કેટલા માઇલ આઘું છે? ત્રીસ. મોહને કેટલા શેર દૂધ પીધું? અર્ધો. કેટલામો છોકરો ગેરહાજર છે? પહેલો. તે કેટલું કામ કરે છે? બમણું. કેટલો લોભ પાપનું મૂળ છે? અતિ.

આ પ્રમાણે મોટા શબ્દો નામની સંખ્યા બતાવે છે તેથી જે વિશેષણ નામની સંખ્યા બતાવે છે તેને સંખ્યાવાચક વિશેષણ કહે છે.

૪. નીચેનાં સંખ્યાવાચક વિશેષણનો વાકયમાં ઉપયોગ કરોઃ—

ઘણું, સાતમો, ત્રેવડું, કેટલાંક, બધા, ચોથું, દસ ગણું, સઘળી, થોડાં, ઘણાખરા, કોડી, પોણો, કોઈ, એક, દોઢ.

| | |
|---|---|
| ૫.(૧) **લૂલી** છોકરી પડી ગઈ. | (૨) આ છોકરી **લૂલી** છે. |
| (૩) **બહુ** વરસાદ પડે છે. | (૪) વરસાદ **બહુ** પડે છે. |
| (૫) **હોશિયાર** છોકરો આવ્યો. | (૬) તે **હોશિયાર** થયો. |

પહેલા વાકયમાં 'લૂલી' એ છોકરીનો ગુણ બતાવે છે તેથી તે ગુણવાચક વિશેષણ છે. પણ બીજા વાકયમાં 'છે' તેના અપૂર્ણ અર્થમાં વપરાયું છે એટલે તેનો અર્થ પુરો કરવા માટે બીજી હકીકત ઉમેરવી પડે છે અને **'લૂલી'** મૂકવાથી તે અર્થ પૂરો થાય છે. તે **'છે'** ક્રિયાપદની સાથે આવી તેનો અર્થ પૂરો કરે છે, કારણકે 'છે' એકલાથી કંઈ સમજાતું નથી તેથી 'લૂલી' એ **વિધિવાચક વિશેષણ** છે, કારણકે 'છે' અમુક વિધિ કે વિધાન કહેનાર છે. તે પ્રમાણે ત્રીજા અને પાંચમા વાકયમા **બહુ** અને **હોશિયાર** એ ગુણવાચક વિશેષણ છે પણ ચોથા અને છઠ્ઠામાં તો તે વિધિવાચક વિશેષણ થાય છે. સાધારણ રીતે વાકયમાં વિશેષણ નામની પહેલાં મૂકવામાં આવે છે. **'ડાહ્યો છોકરો'** પણ કેટલીક વખત તે નામની પાછળ આવે છે જેમકે તે છોકરો **ડાહ્યો** થયો. વિધિવાચક વિશેષણ આવી જાતના હોય છે. હોવું, થવું, નીવડવું, બનવું, જેવાં અપૂર્ણ ક્રિયા બતાવનાર ક્રિયાપદોની પહેલાં વિશેષણ મૂકવાથી તેમનો અર્થ પુરો થાય છે.

૬. નીચેનાં વાકયોમાંથી **વિધિવાચક** વિશેષણ શોધી કાઢોઃ—

(૧) તે કારકુન થયો. (૨) હાલમાં તે ખુશ છે. (૩) આ ખેતર લીલું છે. (૪) પેલું ઘર ઉંચું છે. (૫) શિવાજી શૂરવીર હતો. (૬) વરસ ઠીક નીવડયું. (૭) પૃથ્વી ગોળ છે. (૮) રસિક આળસુ થયો છે. (૯) હજુ ચીમનલાલ ગરીબ રહ્યો. (૧૦) તે છોકરી મોટી હશે. (૧૧) થોડા વખતમાં પ્રાણલાલ પૈસાદાર થયો. (૧૨) હાશે કરીને તે મૂર્ખ બન્યો.

| | |
|---|---|
| ૭.(૧) આ **રાતો** ઘોડો છે. | (૨) આ **લાલ** ઘોડો છે. |
| આ **રાતી** ઘોડી છે. | આ **લાલ** ઘોડી છે. |

આ રાતું ઘોડું છે. આ લાલ ઘોડું છે.
આ રાતાં ઘોડાં છે. આ લાલ ઘોડાં છે.

(૩) ડાહ્યો છોકરો ભણે છે. (૪) છોકરો સુખી છે.
ડાહી છોકરી ભણે છે. છોકરી સુખી છે.
ડાહ્યું છોકરૂં ભણે છે. છોકરૂં સુખી છે.
ડાહ્યાં છોકરાં ભણે છે. છોકરાં સુખી છે.

આ વાક્યોમાં 'રાતો' અને 'ડાહ્યો' એ વિશેષણનાં રૂપો તપાસવાથી માલમ પડશે કે તેમાં નામનાં જાતિ અને વચન પ્રમાણે ફેરફાર (વિકાર) થાય છે પણ 'લાલ' અને 'સુખી' વિશેષણના રૂપમાં તેવો ફેરફાર થતો નથી પણ તે વિશેષણના રૂપમાં નામનાં જાતિવચન પ્રમાણે ફેરફાર થાય છે. ફેરફાર એટલે વિકાર થાય છે તેથી તે **વિકારી વિશેષણ** છે અને જેમાં તેવો ફેરફાર થતો નથી તે અવિકારી (અ=નહિ; વિકાર=ફેરફાર) વિશેષણ છે.

૮. વિશેષણ નામનો ગુણ બતાવે છે એટલુંજ નહિ પણ તે બીજાં પદનો પણ ગુણ બતાવે છે.

(૧) સમજુ માણસ થોડું બોલે છે. (નામનું વિશેષણ)
(૨) ઠોઠ નિશાળીઓ કોકજ હોય છે. ,,
(૩) બાબુ બહુ દુઃખી છે. (વિધિ વિશેષણનું વિશેષણ)
(૪) રવીંદ્ર ઘણો બુદ્ધિશાળી છે. ,,
(૫) ઘર અચાનક પડયું. (ક્રિયાવિશેષણ)
(૬) વાંદરો ઘણું કૂદયો. ,,
(૭) ઘર એકદમ નીચે પડયું. (ક્રિયાવિશેષણનું વિશેષણ)
(૮) વાંદરો છેક ઉપર કુદયો. ,,

૯. નીચેનાં વાક્યોમાંથી જુદી જુદી જાતનાં વિશેષણો શોધો:—

(અ) (૧) ગિરનારના ધાડા જંગલમાં ઘણા વિકરાળ સિંહ જોવામાં આવે છે. (૨) જે છોકરો બહુ વાત કરતો હતો તે બેસી ગયો. (૩) થોડાં વર્ષ ઉપર મારો પાડોશી અતિશય દુઃખી હતો, પણ હાલમાં

તે કંઈક સુખી થયો છે. (૪) કાલે વિનુનો પાંચમો નંબર હતો, પણ આજે તેનો બીજો નંબર આવ્યો છે. (૫) નાના છોકરાને તંગ લુગડાં પહેરાવવાં નહિ, કારણકે તે ખુલતાં નહિ હોવાથી તેનું શરીર મોટી ઉમરે સંકુચિત થઈ જાય છે. (૬) ચાર મણકામાં એક મણકો નાખીએ તો પાંચ મણકા થાય. (૭) કેટલીક વખત બુદ્ધિશાળી છોકરા આળસુ હોય છે, તેથી મહેનતુ વિદ્યાર્થી તેમની આગળ જાય છે. (૮) આ ખડીઆમાં શાહી જાડી હતી, પણ થોડું પાણી રેડવાથી તે ઠીક પાતળી થઈ. (૯) માંદો માણસ કેટલીક વખતે અચ્છેર દૂધ પી શકતો નથી પણ કુસ્તીબાજ માણસ તો બશેર ત્રણશેર દૂધ ઝટ પચાવી શકે છે. (૧૦) કેટલીક વાર નાનાં છોકરાંને બમણું ત્રમણું ખાઉ આપે છે તોપણ તે ભૂખ્યાં ને ભૂખ્યાં જણાય છે. (૧૧) લાલ, પીળો ને વાદળી એ મૂળ રંગ છે. (૧૨) પેલી કોયલ આંબાની ઉપલી ટોચે બેસીને સુંદર ગાયન ગાય છે.

(ઘ) મહારાણીના લાંબા અમલમાં અંગ્રેજી રાજ એટલું બધું વિસ્તાર વાળું અને આબાદ થયું હતું કે તે અજાયબ પમાડે તેવું હતું. તમામ પ્રજાની સ્થિતિ સુધરી હતી. તેમની સર્વ પ્રજાઓ ઘણા પૂજ્ય ભાવથી તેમનું યશસ્વી નામ સંભારે છે.

(ક) સિદ્ધરાજ શરીરે કદાવર હતો. તેના હાથના પોંચા આંગળીઓથી કાંડા સુધી શામળા રંગના હતા, અને બાકીના આખા શરીરનો રંગ ઉજળો હતો. તે ઉમર લાયક થયો ત્યારે તેણે પોતે રાજ્યનો બધો કારભાર બાહોશીથી કરવા માંડયો અને આસપાસના ઘણા રાજાઓ સાથે લડાઈ કરી રાજ્ય બળવાન અને સમૃદ્ધ કર્યું. રાણકદેવી જે ખુબસુરત કન્યા હતી તે રાણો ખેંગાર પરણી ગયો તેથી તે ઘણો ક્રોધાયમાન થયો અને બાર વરસ સુધી જુનાગઢને તેણે ઘેરો ઘાલ્યો. તે લડાઈમાં શૂરો છતાં કંઈક ઘાતકી હતો. તેણે મૂળરાજની પેઠે કેટલાક બ્રાહ્મણોને બાલમાં ૧૦૧ ગામ દાન કર્યા.

# પાઠ ૪ થો

## જાતિ

૧ ૧. છોકરો દોડયો, છોકરી દોડી, છોકરૂં દોડયું.
૨. બકરો ચાલ્યો, બકરી ચાલી, બકરૂં ચાલ્યું.
૩. કુતરો ગયો, કુતરી ગઈ, કુતરૂં ગયું.

આ ત્રણ વાકયોમાં 'છોકરો', 'બકરો' અને 'કુતરો' એ નર કે મરદની જાતિનાં નામ છે અને તે નામ નરની પેઠે બોલાય છે, તેથી **જે નામ નરની પેઠે બોલાય છે તે નર જાતિનાં છે.** સાધારણ રીતે જે નામને છેડે 'ઓ' આવેલો હોય છે તે નર જાતિનાં ગણાય છે. દા. પાડો, કાગડો, બાયડો, લોટો, ઘોડો વગેરે. આ ઉપરાંત બીજાં કેટલાંક નામ છે કે જેને છેડે 'ઓ' હોતો નથી પણ તે નર જાતિનાં હોય છે. દા. રાજા, પિતા, વડ, વાઘ, હાથી, કવિ, લાડુ, શત્રુ, બો, ઐ. અમુક નામને છેડે 'કેવો' વિશેપણ લગાડવાથી તે નર જાતિનું છે કે કેમ તે જણાઈ આવે છે. દા. 'લાડુ કેવો', 'રાજા કેવો', 'વડ કેવો', વાઘ કેવો.'

છોકરી, બકરી, કુતરી એ નામ નારી કે બૈરીની જાતિનાં નામ છે અને તે નારી જાતિનાં હોય એમ તે બોલાય છે, તેથી **જે નામ નારીને પેઠે બોલાય છે તે નારી જાતિનાં છે.** આ કારણને લીધે સાધારણ રીતે જેને છેડે 'ઈ' આવેલી હોય છે તે નામ **નારી જાતિનાં** હોય છે અને તેને છેડે 'કેવી' લગાડવાથી તે ઓળખાય છે. દા. કાગડી, બાયડી, ઘોડી, શાહી, લોટી, પાટલી, બારી, આમાં 'કાગડી કેવી,' 'ઘોડી કેવી,' 'શાહી કેવી', બોલવાથી તે નારીજાતિનાં નામ છે તે જણાય છે. આ સિવાય બીજાં કેટલાંક નામ છે કે જેને છેડે 'ઈ' આવી હોતી નથી તોપણ તે નારી જાતિનાં છે. દા. વાત, જાત, ખાંડ, નર્મદા, આશા, માતા, વહુ, જુ, સાસુ, હરડે, રેલ, જળો.

છોકરૂં, બકરૂં, કુતરૂં, એ નામ કઇ જાતિનાં છે તે અનિશ્ચિત રહે છે એટલે કે તે કઈ જાતિમાં છે તે માલમ પડતું નથી. તેમની નર કે નારી જાતિ નહિ જણાવાથી તે નાન્યતર (ન=નહિ, અન્યતર=એમાંથી એકે, એટલે જે નર કે નારી જાતિનાં નથી તે) છે. છોકરૂં નર કે નારી જાતનું નથી એટલે તે નાન્યતર છે. આ ઉપરથી એ નિયમ નીકળે છે કે જે નામ નર કે નારી જાતિનું નથી તે **નાન્યતર જાતિનું** કહેવાય છે. નાન્યતર જાતિના નામને છેડે સાધારણ રીતે 'ઉ' આવેલું હોય છે અને તેને છેડે 'કેવું' લગાડી શકાય તો તેની જાતિ માલમ પડે છે. લાકડું, ગાડું, માટલું, માકડું, જીવડું, પાડું, હાડકું. આમાં 'ગાડું કેવું' 'લાકડું કેવું', તથા 'માકડું કેવું' એમ બોલવાથી તે નાન્યતર જાતિનું નામ છે તે જણાઈ આવે છે. બીજાં કેટલાંક નામ એવાં છે કે જેને છેડે 'ઉ" હોતું નથી પણ તે નાન્યતર જાતિનાં હોય છે. દા. ઘર, ઝાડ, ગામ, નાક, ઘી, પાણી, મોતી, વડોદરા, સારસા, પેંડું, મોં, લખનૌ.

૨. નર જાતિનાં નામ ઉપરથી નારી જાતિનાં નામ નીચે પ્રમાણે જુદી જુદી રીતે નારી જાતિનો ઈ પ્રત્યનો ન લાગતાં જુદાજ શબ્દો વડે થાય છેઃ—

| નર | નારી |
|---|---|
| રાજા | રાણી |
| બાપ | મા |
| આખલો | ગાય |
| ભાયડો | બાયડી |
| પતિ | પત્ની |
| પુરુષ | સ્ત્રી |
| ભાઈ | બેન |
| મોર | ઢેલ |

(ઘ) પ્રત્યયથી થતાં નારીજાતનાં નામ.

| નર | નારી | પ્રત્યય |
|---|---|---|
| શેઠ, | શેઠાણી | આણી |
| ધણી, | ધણીઆણી | ,, |
| ધોબી, | ધોબેણ | એણ |
| વાઘ, | વાઘેણ | ,, |
| ઘાંચી, | ઘાંચણ | અણ |
| કોળી, | કોળણ | ,, |
| ભરવાડ | ભરવાડણ | ,, |
| ચાકર | ચાકરડી | ડી |
| બાળ, | બાળા | આ |

(ચ) કેટલાક શબ્દમાં અન્ત્યસ્વરમાં ફેરફાર કરી પ્રત્યય લગાડવાથી—

| | |
|---|---|
| મામા | મામી |
| બ્રાહ્મણ | બ્રાહ્મણી |
| ઘોડો | ઘોડી |
| કોદાળો | કોદાળી |
| રોટલો | રોટલી |
| પાવડો | પાવડી |

૩. નીચેનાં વાક્યોમાંથી નામની જાતિ શોધી કાઢો:—

(અ) (૧) આ ખેતરમાં ઘઉં, બાજરી, અને તમાકુ થાય છે. (૨) લોઢું, કલાઈ, ચાંદી, એ કેટલીક ધાતુ છે. (૩) માણસ, પશુ, પક્ષી, જંતુ એ બધાં પ્રાણી કહેવાય છે. (૪) વસંત ઋતુમાં કોયલ આંબા ઉપર ટહુકો કરે છે. (૫) મુંબઈ મોટું શહેર છે; ત્યાં ધમધોકાર વેપાર ચાલે છે. (૬) પાપનું મૂળ અભિમાન છે. (૭) શરીરનાં મુખ્ય અંગ મગજ, હૃદય, ફેફસાં અને જઠર છે. (૮) તેના મોં ઉપર પીળાશ લાગે છે. (૯) લીમડા ઉપર ગળો હોય છે. (૧૦) જળો ખરાબ લોહી ચૂસી લેછે. (૧૧) ગંદી છોકરીના માથામાં જૂ બહુ

હોય છે. (૧૨) ક્રોધ અને ઇર્ષ્યા એ મનના નઠારા વિકાર છે. (૧૩) રસ્તામાં માળી ફૂલ લઈ ઉભો છે. (૧૪) કેટલાક અગ્નિની પૂજા કરે છે. (૧૫) તેના ઘરમાં ખુરસી, મેજ, કબાટ, હીંચકો, કે કોચ જોવામાં આવતાં નથી.

નીચેનાં વાક્યોમાંથી **નામ** અને **સર્વનામની જાતિ** શોધી કાઢો:—

(ખ) અંગ્રેજોએ કંપનિ ઉભી કરી, અને તેના રોજગારનું મથક એ કોઠી થઈ પડી. પરંતુ તેમના દુશ્મનો ઘણા હતા. માત્ર ફીરંગીઓ, વલંદા વગેરે યુરોપીઅન લોકો તેમના પર અદાવત રાખતા એમજ હતું નહિં પરંતુ કેટલાક દેશીઓ પણ તેમના તરફ કરડી નજરે જોતા. એ કારણથી કોટ બાંધી કોઠીને મજબુત કરવાની જરૂર પડી. તેમણે એ પ્રમાણે કર્યું તે ઠીક થયું, કારણકે જ્યારે શિવાજીએ ઇ. સ. ૧૬૬૪ માં સુરત શહેર લૂટયું ત્યારે એમણે એ કોઠી પર હલ્લો કર્યો હતો તે અંગ્રેજો હઠાવી શક્યા હતા. મરાઠાઓએ દરવાજા પર બંદુકની ગોળીઓ મારી હતી તેનાં નિશાન હજી સુધી નજરે પડે છે. ઘણી મુશ્કેલીઓ નડયા છતાં અંગ્રેજોની ચઢતી કળા થઈ.

---

## પાઠ ૫ મો

---

### વચન

જે કોઈ પદાર્થ વિષે આપણે બોલીએ છીએ તેને નામ આપેલું હોય છે. એવાં નામ ઇન્દ્રિયગમ્ય કે મનોગમ્ય હોય છે.* તેમની જાતિનો વિચાર ગયા પાઠમાં થઈ ગયો છે. હવે જે પદાર્થ વિષે વાત કરવામાં આવે છે તે એક કે વધારે છે તે વિષે જાણવાની જરૂર છે.

| | |
|---|---|
| ૧. એક **છોકરો** દોડયો. | ૧. ચાર **છોકરા** દોડયા. |
| ૨. એક **કુતરૂં** આવ્યું. | ૨. બે **કુતરાં** આવ્યાં. |

---

* જુઓ પાન ૭.

૩. એક લુગડું પહેર્યું છે. ૩. ત્રણ લુગડાં પહેર્યાં છે.
૪. એક ગાડું ચાલે છે. ૪. પાંચ ગાડાં ચાલે છે.

પહેલા ખાનાના વાક્યોમાં 'છોકરો,' 'કુતરૂં,' 'લુગડું,' 'ગાડું,' એ નામ છે અને તેમાં **એકજ** વસ્તુની વાત કરવામાં આવી છે, ત્યારે બીજા ખાનાના વાકયોમાં 'છોકરાં,' 'કુતરાં,' 'લુગડાં,' 'ગાડાં' એમાં એકથી વધારે વસ્તુ કે પ્રાણી વિષે કહેવામાં આવ્યું છે અને તે તેમની આગળ મૂકેલી સંખ્યાથી જણાઈ આવે છે. તે સંખ્યા ન હોય તોપણ તે પદ એક કે વધારે વસ્તુને માટે વાપરવામાં આવ્યાં છે તે જણાઈ આવે છે, કારણકે 'લુગડું,' 'ગાડું,' એ એકજ વસ્તુ બતાવે છે. 'લુગડાં,' 'ગાડાં' એ એમના રૂપ ઉપરથી **બહુ** છે એમ સમજાય છે, ત્યારે જે નામમાં બોલવાથી (**વચનથી**) એકપણાનો અર્થ હોય તે **એકવચન** ગણાય છે, અને જેમાં એકથી વધારેનો અર્થ એટલે બહુપણાનો અર્થ હોય તે **બહુવચન** કહેવાય છે.

**૨.** આપણી ભાષામાં ઘણુંખરૂં નામનું મૂળરૂપ એકવચન છે. દા. ગાય, માતા, ચોપડી, ઘોડો, સાસુ. જ્યારે તેમનું બહુવચન કરવું હોય છે ત્યારે તેમને પ્રત્યય* લગાડી તેમાં ફેરફાર કરવો પડે છે. ઘણાંખરાં નામને 'ઓ' પ્રત્યય લગાડીને તેમનું બહુવચન કરવામાં આવે છે. દા. ગાયો, માતાઓ, ચોપડીઓ, ઘોડાઓ, સાસુઓ.

કેટલાક ઈકારાંત અને ઉકારાંત નામનું બહુવચન નીચે પ્રમાણે થાય છે. પણ

| એકવચન | બહુવચન | બહુવચન |
|---|---|---|
| ધોબી | ધોબી | ધોબીઓ |
| પશુ | પશુ | પશુઓ |
| ચરૂ | ચરૂ | ચરૂઓ |

*(પ્રતિ=તરફ, અય ઈ ઉપરથી જવું એટલે પ્રત્યય શબ્દોની પાસે આવી તેમાં જુદા જુદા ફેરફાર કરનાર. દા. વાચન, ભજન, ભાષણ, એમાં અન પ્રત્યય છે.

| | | |
|---|---|---|
| ગાઉ | ગાઉ | ગાઉઓ |
| જૂ | જૂ | જૂઓ |

'ઘોડો' એનું બહુવચન ઘોડા–ઘોડાઓ થાય છે એટલે તેને આ અથવા આ અને ઓ પ્રત્યય લાગે છે. તેનાં જેવાં બીજાં નામનું બહુવચન નીચે પ્રમાણે થાય છેઃ—

| એકવચન | બહુવચન |
|---|---|
| ઘોડો | ઘોડા–ઘોડાઓ |
| છોકરો | છોકરા-છોકરાઓ |
| જોડો | જોડા–જોડાઓ |
| મેડો | મેડા–મેડાઓ |

નાન્યતર જાતિના ઉકારાંત નામનું બહુવચન તેમના 'ઉં' નો 'આં' કરવાથી થાય છે. દા. કુતરૂં, કુતરાં, ગાડું, ગાડાં, ઇંડું, ઈંડાં, ઘોડું, ઘોડાં.

જ્યારે કેટલાંક નામ તેમના મૂળ રૂપમાં વપરાય છે ત્યારે તેમનું બહુવચન તેમની આગળ આવેલા વિશેષણ કે ક્રિયાપદના રૂપ ઉપરથી માલમ પડે છે. દા. એક ઘર છે. બાર ઘર છે. આમાં 'ઘર' એકવચન તથા બહુવચન તેની સંખ્યા ઉપરથી સ્પષ્ટ થાય છે, પણ 'ઘર બાંધ્યુ' 'ઘર બાંધ્યાં' એ વાક્યમાં 'બાંધ્યું' અને 'બાંધ્યાં' એ રૂપ ઉપરથી વચન જણાઈ આવે છે. 'ઝાડ પડયું,' 'ઝાડ પડયાં,' 'માણસ આવ્યો,' 'માણસ આવ્યાં' આ વાક્યમાં બહુવચન ક્રિયાપદના રૂપ ઉપરથી સ્પષ્ટ જણાય છે, પણ આઠ બાળક, ચાર માણસ, સર્વ રાજા, બહુ ઝાડ, કહીએ છીએ; ત્યાં બહુવચન કરતા નથી પણ 'ઘણો ઘોડો' કે ત્રણ 'ઈંડું' કહેવાય નહિ.

૩. પાણી, દુધ, ઘી, રૂ, માટી, સોનું, રૂપું, કલાઇ જેવાં દ્રવ્ય-વાચક નામ એકવચન તરીકે વપરાય છે. પણ જ્યારે 'ઘણા કુવાનાં પાણી તેણે પીધાં' 'બધાં ઘી એવાં હોતાં નથી' એમ કહીએ છીએ ત્યાં પાણી અને ઘીની જુદી જુદી જાત બતાવી છે. તલ, ઘઉં, મરી,

ચણા, મગ, અડદ, એ નામ બહુવચનમાં વપરાય છે, પણ બાજરી, જાર, તુવેર, એકવચનમાં વપરાય છે. સાચું. ન્યાય, સૌંદર્ય, ગળપણ, ગરમી, કાળાશ, નાચ, ચાલ, ભજન, મિત્રતા જેવાં ભાવવાચક નામ એકવચનમાં વપરાય છે પણ જ્યારે તેમનું બહુવચન થાય છે ત્યારે તે જાતિવાચક નામ થાય છે. તેણે ઘણાં ભાષણ કર્યાં. અમથારામે પાપ કર્યાં. બીજા દાખલામાં બહુવચનમાં પાપ જુદી જુદી જાતનાં ખોટાં કામ બતાવે છે. તાજમહાલ, સિંધુ, કાંતા, અમદાવાદ જેવાં સંજ્ઞાવાચક નામનું બહુવચન થતું નથી કારણકે તે એકજ વસ્તુનું નામ હોય છે.

**મહારાજ** પધાર્યા, તેના **સસરા** આવ્યા છે, **માતુશ્રી** બહાર ગયાં છે, આવાં નામો એકજ વ્યક્તિના હોય છે પણ માનાર્થે ક્રિયાપદ બહુવચનમાં વાપરવામાં આવ્યું છે.

૪. સર્વનામ એ નામને ઠેકાણે વપરાય છે તેથી નામની જે જાતિ હોય છે તેજ જાતિ સર્વનામની ગણાય છે. તેમનું વચન પણ તે પ્રમાણે થાય છે.

| | |
|---|---|
| ૧. છોકરો બોર લઈને નાઠો પણ તે પડી ગયો. | ૧. છોકરા બોર લઈને નાઠા પણ તેઓ પડી ગયા. |
| ૨. બાયડી ગાતી હતી અને તે રૂ કાંતતી હતી. | ૨. બાયડીઓ ગાતી હતી અને તેઓ રૂ કાંતતી હતી. |
| ૩. આંખમાંથી આંસુ પડયું પણ સુકાઈ ગયું. | ૩. આંખમાંથી આંસુ પડયાં પણ તે સુકાઈ ગયાં. |

પહેલાં વાક્યમાં 'તે' છોકરાને માટે છે તેથી 'નરજાતિ,' બીજામાં બાયડી માટે છે તેથી 'તે' નારીજાતિ અને ત્રીજામાં 'તે' આંસુ માટે છે તેથી નાન્યતર જાતિ છે. તેવી રીતે પહેલા વાક્યમાં 'તે' એક છોકરા માટે છે, તેથી એકવચનમાં છે પણ 'તેઓ' છોકરા માટે હોવાથી બહુ-વચનમાં છે, તેવી રીતે બીજા અને ત્રીજા વાક્યમાં 'તે' અને 'તેઓ'નું

સમજવાનું છે. આવી રીતે સર્વનામના વચન જે નામને બદલે તે વાપરવામાં આવ્યા હોય છે તે પ્રમાણે હોવાં જોઈએ. તેજ પ્રમાણે વિશેષણને જાતિવચન તેના વિશેષ્ય પ્રમાણે લાગે છે.

(૧) કાળો ઘોડો જાય છે.
કાળી ઘોડી જાય છે.
કાળું ઘોડું જાય છે.

(૨) કાળા ઘોડા જાય છે.
કાળી ઘોડીઓ જાય છે.
કાળાં ઘોડાંઓ જાય છે.

(૨) લાલ ઘોડો જાય છે.
લાલ ઘોડી જાય છે.
લાલ ઘોડું જાય છે.

(૪) લાલ ઘોડા જાય છે.
લાલ ઘોડીઓ જાય છે.
લાલ ઘોડાં જાય છે.

પહેલા વાક્યમાં 'ઘોડા' પ્રમાણે 'કાળું' વિશેષણની જાતિ ફરે છે અને ત્રીજા વાક્યમાં 'ઘોડા' પ્રમાણે 'કાળું' એ વિશેષણના વચન થાય છે. જોકે બીજા વાક્યમાં 'લાલ' એ વિશેષણમાં કંઈ ફેરફાર થતો નથી તોપણ તેની જાતિ અને વચન ઘોડાં પ્રમાણે સમજવાનાં છે.

૫. નીચેનાં વાક્યોમાંથી નામની **જાતિ અને વચન** શોધી કાઢો:—

(૧) માથામાં જૂ છે. (૨) ઉનાળામાં લૂ વાય છે. (૩) અડદ મોંઘા પડયા પણ બાજરી સસ્તી આવી. (૪) ઘાટેઘાટનાં પાણી પીવાથી માણસ હોશિયાર થાય છે. (૫) તેના કુટુંબમાં થોડાં માણસ છે. (૬) જુના રાજાની વાત તે કહે છે. (૭) તેના ખેતરમાં કેટલાંક ઢોર છે. (૮) વરસાદથી ઘણાં ઝાડ પડી ગયાં. (૯) તેણે દેવતા પાણીથી હોલવ્યો. (૧૦) લાડુમાં ઘઉં, ઘી અને ગોળ જોઈએ. (૧૧) વર્ગમાં ખડીઆ જણાતા નથી. (૧૨) નાનીઓ છ લાડુ ખાય છે. (૧૩) છોકરાને બળીઆ નીકળ્યા છે. (૧૪) આ સાલ તલ, તુવેર, ઘઉં અને ચણા બરાબર થશે નહિ. (૧૫) તેના ભજન તમે સાંભળ્યાં કે? (૧૬) કેટલી ગાય ત્યાં ઉભી છે? (૧૭) સંગ્રહસ્થાનમાં બહુ વસ્તુ નથી. (૧૮) તેણે અમને ઘણી વાત કહી નહિ. (૧૯) જમીન-

માંથી બી થોડીક વાર પછી ઊગે છે. (૨૦) તેની પાસે કેટલીક ચોપડી છે.

---

# પાઠ ૬ ટ્ઠો

---

## વિભક્તિ

| શબ્દસમૂહ | વાક્ય |
|---|---|
| ૧. મા છોકરા ખવડાવે છે. | ૧. મા છોકરાને ખવડાવે છે. |
| ૨. એક ગોળી વાઘ માર્યો. | ૨. એક ગોળીએ વાઘ માર્યો. |
| ૩. કેશવ ગરીબ પૈસો આપે છે. | ૩. કેશવ ગરીબને પૈસો આપેછે. |
| ૪. તેના આ કામ થશે ? | ૪. તેનાથી આ કામ થશે ? |
| ૫. પોપટ ચાંચ વાંકી છે. | ૫. પોપટની ચાંચ વાંકી છે. |
| ૬. તે ઘર છે. | ૬. તે ઘરમાં છે. |

તમે શીખી ગયા છો કે વાક્યમાં ક્રિયાપદ એ મુખ્ય પદ છે. અને તેના વગર તેનો પુરો અર્થ સમજાતો નથી. પહેલા ખાનામાં જે વાક્યો છે તેમાં ક્રિયાપદ તો છે અને કર્તા પણ છે તે છતાં તેમનો અર્થ સ્પષ્ટ થતો નથી. જો તે શબ્દનો પરસ્પર સંબંધ બતાવવાને અમુક પ્રત્યય લગાડવામાં આવે તો તે આખા શબ્દસમૂહનો બરાબર અર્થ સમજાય છે. દા. મા છોકરાને ખવડાવે છે. મા ખવડાવવાની ક્રિયાકરે છે અને તે ક્રિયાનીઅસર છોકરાઉપર થાય છે તેથી 'છોકરા' ને બદલે 'છોકરાને' લખવાથી તે બાબત સમજાય છે. અહીંઆં 'ને' પ્રત્યય લગાડયો છે. 'એક ગોળી વાઘ માર્યો' એમાં કંઈ સમજાતું નથી. પણ 'એક ગોળીએ વાઘ માર્યો' એમાં 'ગોળી' શબ્દને એ પ્રત્યય લગાડવાથી મારવાની ક્રિયા કોનાપર થઈ છે તે બરાબર સમજાય છે. 'કેશવ ગરીબને પૈસો આપે છે' એમાં આપવાની ક્રિયા 'ગરીબ' એ શબ્દને 'ને' પ્રત્યય લગાડયાથી સ્પષ્ટ થાય છે,

પણ 'કેશવ ગરીબ પૈસો આપે છે' એમ કહેવાથી અર્થ સમજાતો નથી તેથી 'ગરીબ' શબ્દને 'ને' પ્રત્યય લગાડવાથી તે વાક્યનો અર્થ સમજાય છે. તેવી રીતે 'તેનાથી આ કામ થશે' આ વાક્યમાં કામ થવાની ક્રિયા 'તેનાથી' સમજાય છે. ફક્ત 'તેના આ કામ થશે' એ રચનાથી કંઈ સમજાતું નથી 'તેના' પછી '**થી**' પ્રત્યય મૂકવાથી વાક્યનો અર્થ સ્પષ્ટ થઈ જાય છે. 'પોપટની ચાંચ વાંકી છે' એમાં પોપટ અને ચાંચનો સંબંધ '**ની**' પ્રત્યયથી સમજાય છે. 'પોપટ' ચાંચ' એ શબ્દોથી કંઈ સમજાતું નથી પણ 'પોપટની ચાંચ વાંકી છે' એ રચનાથી અર્થ સ્પષ્ટ થાય છે. તે પ્રમાણે 'તે ઘરમાં છે' એ વાક્યમાં 'હોવાની' ક્રિયા 'ઘરમાં' એ શબ્દથી સમજાય છે. 'તે ઘર છે' એમાં કંઈ સમજાતું નથી. પણ ઘર પછી '**માં**' પ્રત્યય મૂકવાથી તેનો અર્થ બરાબર સમજાય છે.

'છોકરો વાંચે છે' એ વાક્યમાં વાંચવાની ક્રિયા 'છોકરો' કરે છે. 'છોકરો' કર્તા છે અને 'વાંચે છે' ક્રિયાપદ છે. તેમજ 'ઝાડ પડયું' એમાં 'પડવાની' ક્રિયા ઝાડ કરે છે તેથી 'ઝાડ' કર્તા અને 'પડયું' એ ક્રિયાપદ છે. 'મગને રૂપીઓ આપ્યો' એ વાક્યમાં આપવાની ક્રિયા મગન કરે છે અને શું આપે છે તે પણ સમજાય છે 'રૂપીઓ' આપ્યો એ એનું કર્મ છે. ઉપરનાં વાક્યોમાં 'છોકરો', 'ઝાડ', રૂપીઓ' એ નામને કંઈ પ્રત્યય લગાડવામાં આવ્યો નથી તોપણ તેમનો અર્થ વાક્યના બીજા શબ્દો સાથેના સંબંધને લીધે સમજાય છે.

ઉપરનાં દૃષ્ટાંત ઉપરથી સમજાય છે કે નામ કે ક્રિયાપદ જોડે વાક્યનાં જુદા જુદા પદનો સંબંધ બતાવવાને જે **પ્રત્યયો** લગાડવામાં આવે છે તેને +**વિભક્તિ** કહે છે.

---

+ વિભક્તિ=(વિ:વિશેષ+ભજ=ભાગવું) એ ઉપરથી **વિભક્તિ** શબ્દ યોજાયો છે, એટલે વાક્યમાં આવતાં પદોના સંબંધના બરાબર ભાગ પાડવા તે.

આપણી ભાષા સંસ્કૃતમાંથી નીકળી છે તેથી તેમાં સંસ્કૃતની માફક સાત વિભક્તિ છે. તેનાં રૂપ પ્રત્યય સાથે નીચે પ્રમાણે છે.

| વિભક્તિ | એકવચન | બહુવચન | પ્રત્યય |
|---|---|---|---|
| પહેલી | ઘોડો | ઘોડા—ઘોડાઓ | નથી |
| બીજું | ઘોડો, ઘોડાને | ઘોડા—ઘોડાઓને | ને |
| ત્રીજી | ઘોડે, ઘોડાએ | ઘોડએ—ઘોડાઓએ | એ |
| ચોથી | ઘોડાને | ઘોડાંને—ઘોડાને | ને |
| પાંચમી | ઘોડાથી—ઘોડાથકી | ઘોડાથી—ઘોડાઓથી | થી—થકી |
| છઠ્ઠી | ઘોડાનો—ની—નું—ના | ઘોડાઓનો—ની—નું-નો-ના, | ની,નું,ના. |
| સાતમી | ઘોડામાં,ઘોડે, | ઘોડામાં, ઘોડાઓમાં, | માં, એ. |

૧. ઘોડો જાય છે એમાં ઘોડો કર્તા.

૨ છોકરો ચોપડી વાંચે છે. ચોપડી } કર્મ
શિક્ષક મગનને બોલાવે છે મગનને }

૩ છગને શાક આપ્યું છગને } કરણ (સાધન)
છરીએ તે સુધાર્યું છરીએ }

૪ તેણે મોહનને ઈનામ આપ્યું. મોહન } સંપ્રદાન અર્થ (આપવું—પહોંચાડવું)

૫ અમદાવાદથી તે ઉપડ્યો. અમદાવાદથી } અપાદાન (છુટાપડવું)
ચપ્પુથી કલમ કરો. ચપ્પુથી } કરણ (સાધન)

૬ સૂર્યનો તડકો આકરો લાગે છે. } સૂર્યનો તડકો એમાં નો સંબંધ બતાવે છે.
૭ આ બાગનાં ફૂલ સુંદર છે. }

૮ પૃથ્વી કેરો રાજીઓ } તણો=ણી—ણું.
૯ બકરી કેરૂં બાળ } કેરો, કરી, કેરાં (કવિતામાં વપરાય છે).

૧૦ તે શહેરમાં ગયો. શહેરમાં } અધિકરણ
૧૧ વાંદરૂં છાપરે છે. છાપરે } સ્થળ.

ઉપરના દાખલા તપાસતાં જણાશે કે છઠ્ઠી વિભક્તિમાં એક નામનો બીજા નામ સાથે સંબંધ જોડાય છે, અને બીજી વિભક્તિઓમાં ક્રિયાપદની સાથે સંબંધ હોય છે, તેથી તેને કારક વિભક્તિ

કહે છે. છોકરાનો રૂમાલ, શહેરનું જીવન, (શહેરી જીવન) કુટુંબની લાગણી (કૌટુંબિક લાગણી) આ દાખલામાં 'નો', 'ની,' 'નું' 'વિશે'-પણુનો અર્થ બતાવે છે તેથી તે **વિશેષણુવિભક્તિ** કહેવાય છે. ઉપર આપેલાં વાક્યોમાં કેટલાંક પદોને નામની સાથે સંબંધ હોય છે અને બીજાને ક્રિયાપદ સાથે સંબંધ હોય છે. આ સંબંધ વિભક્તિના પ્રત્યયો દ્વારા જણાય છે તેટલા માટે કેટલીક વિભક્તિ **કારક** કહેવાય છે અને બીજી **વિશેષણુવિભક્તિ** કહેવાય છે.

'મગન તું આવજે' એમાં 'મગન' નામને કંઈ પ્રત્યય લાગ્યો નથી. તેનું નામ દઈ તેને માત્ર બોલાવ્યો છે, એટલે તેને **સંબોધ્યો** છે. એવા પ્રયોગોમાં મગનની **સંબોધનાર્થે પહેલી વિભક્તિ** કહેવાય. કેટલીક વખત એક કરતાં વધારે વિભક્તિના પ્રત્યય શબ્દને લગાડેલા હોય છે. દા. બજાર**માંથી** તે બહાર નીકળી ગયો છે. વર્ગ-**માંનો** આ એક છોકરો હશે. મારા**થી** ત્યાં નહિ જવાય. **તેનામાંથી** તું કંઇક લેજે, લશ્કર**માંના**એ તેવું સાહસ કર્યું હશે.

---

## પાઠ ૭ મો

---

### વિભક્તિના અર્થ

૧. વાક્યમાં આવતા શબ્દનો એક બીજા સાથે સ્પષ્ટ સંબંધ જાણુવાથી તેમનો અર્થ બરાબર સમજાય છે, તેથી નામ કે સર્વનામને જે **પ્રત્યયો** લગાડવામાં આવે છે તેને **વિભક્તિ** કહે છે. પ્રત્યયો કયા છે તે ગયા પાઠમાં બતાવ્યું છે પણ પહેલી વિભક્તિમાં પ્રત્યય નથી અને કેટલીક વખત બીજી વિભક્તિમાં પ્રત્યય આવતો નથી અને કેટલીક વિભક્તિના પ્રત્યય સરખા હોય છે. દા. ત્રીજીનો **એ** અને સાતમીનો **એ**, બીજીનો **'ને'** અને ચોથીનો **'ને'**. **છોકરાએ** પતંગ ચઢાવી. **છાપરે** પતંગ પડી. **ભૂવડે** જયશિખરને માર્યો. **તેણે** ભિખારીને ખાવાનું આપ્યું. આ મોટા શબ્દોમાં પ્રત્યય સરખા છે પણ,

વાક્યના પદના એક બીજાના સંબંધ ઉપરથી તે કઇ વિભક્તિના છે તે જાણી શકાય છે. 'મગન કામ કરે છે' એમાં 'મગન' અને 'કામ'ને કંઈ પણ પ્રત્યય લાગેલો નથી. પણ તેમની વિભક્તિ વાક્યના પદના સંબંધ ઉપરથી જણાઈ આવે છે. આ કારણને લીધે વિભક્તિના બરાબર અર્થ જાણવાની જરૂર છે.

૨. 'હું રોટલી ખાઉં છું' એમાં 'ખાઉં છું' એ ક્રિયાપદ છે અને 'હું' ખાવાની ક્રિયા કરનાર છે. પહેલી વિભક્તિમાં પ્રત્યય નથી 'ખાઉં છું' એ ક્રિયાપદનું રૂપ ક્રિયા કરનાર એટલે 'હું' નું સૂચન કરે છે. વાક્યમાં વિભક્તિના પ્રત્યયથી પદના સંબંધનું સૂચન થાય છે પણ આમાં ક્રિયાપદ ઉપરથીજ 'હું' પદનું સૂચન થયું છે, એટલે એને વિભક્તિનો પ્રત્યય લાગતો નથી. વાક્યમાં માત્ર ક્રિયાપદથી 'હું' નો નિર્દેશ થયો છે, તેથી 'હું' નિર્દેશના અર્થમાં પહેલી વિભક્તિમાં વપરાયું છે પણ વિભક્તિ કર્તા અર્થે નથી કારણકે કર્તાનો અર્થ હમેશાં ત્રીજી વિભક્તિ બતાવે છે. 'હું' રોટલી ખાઉં છું એમાં 'હું' 'ખાઉં છું' ક્રિયાપદનો કર્તા તો છે પણ ઉપર જણાવેલા કારણથી તેની વિભક્તિ નામાર્થે પ્રથમા છે, કારણ કે 'હું' પદનું ફક્ત નામજ લેવાયું છે. 'મેં કેરી ખાધી' એ વાક્યમાં ખાધી ક્રિયાપદના રૂપ ઉપરથી 'કેરી' જે કર્મ છે તેનું સૂચન થાય છે એટલે 'કેરી' જો કે કર્મ છે છતાં તેને બીજી વિભક્તિનો 'ને' પ્રત્યય લગાડવાની જરૂર રહેતી નથી. માત્ર ક્રિયાપદના સૂચનથીજ તેનો સંબંધ સ્પષ્ટ થાય છે એટલે આ જગાએ 'કેરી' એ કર્મ છે પણ પહેલી વિભક્તિમાં છે કારણકે તેનો ક્રિયાપદથી ફક્ત નિર્દેશ થયો છે એટલે તે 'ખાધી' ક્રિયાપદનું **અભિહિત**–(અભિ+ધા)=કહેવાએલું **કર્મ** છે, પણ તે નામાર્થે પ્રથમામાં છે. ઉપરના વાક્યમાં "મે" એ ખાધી ક્રિયાપદમાં જણાવેલી ક્રિયાનો કર્તા છે પણ તે દેખીતી રીતે ત્રીજી વિભક્તિમાં છે કારણ કે તેને 'એ' ત્રીજી વિભક્તિનો પ્રત્યય લાગ્યો છે. આપણે 'હુંએ' કેરી ખાધી એમ કહેતા નથી પણ તેને બદલે "મે" કેરી ખાધી

એમ વપરાય છે. આ જગ્યાએ 'મે' કર્તાના અર્થમાં આવી ત્રીજી વિભક્તિમાં છે, કારણ કે ત્રીજી વિભક્તિ કર્તાના અર્થમાં વપરાય છે, એટલે 'મે' કર્તા અર્થે ત્રીજી વિભક્તિમાં છે.

હે પ્રભુ, તું સર્વને સુખી કરજે. એમાં 'પ્રભુ' એ સંબંધોનાર્થે પહેલી વિભક્તિમાં છે. 'પ્રભો' અંતર્યામી......એમાં હે પ્રભો, એની સંબોધાનાર્થે પહેલી વિભક્તિ છે.

સુતાર બનાવે છે, આ વાક્યમાં સુથાર શું બનાવે છે તે સમજાતું નથી પણ 'સુથાર પેટી બનાવે છે' તેમાં અર્થ પુરો સમજાય છે તેથી

કાશી દુધ પીએ છે.
કમળા રોટલી વણે છે.
શિક્ષક કવિતા શીખવે છે.
હું પાણી પીઉં છું.
તમે શાક લાવ્યા.

આ વાક્યમાં 'દુધ,' 'રોટલી,' 'કવિતા,' 'પાણી,' અને 'શાક,' એ ક્રિયાપદનાં કર્મ છે. ક્રિયાપદની અસર તેના ઉપર થઈ છે એટલે તે ક્રિયાપદના ફળનો આશ્રય છે. એ બધા શબ્દો કર્મ છે અને તેમાં પ્રત્યય લગાડવામાં આવ્યાં નથી, કારણકે ક્રિયાપદની અસરનું ફળ તેમના ઉપર સ્પષ્ટ થએલું માલમ પડે છે.

શેઠ ગુમાસ્તાને કહે છે.
મા છોકરીને ખવરાવે છે.
છોકરો બાપને બોલાવે છે.
દાક્તર દરદીને પૂછે છે.

આ વાક્યમાં ક્રિયાપદની અસર 'ગુમાસ્તો,' 'છોકરી,' 'બાપ,' અને 'દરદી,' ઉપર થાય છે તેથી એ બધાં પદ કર્મ છે અને તેઓ કર્માર્થે બીજી વિભક્તિમાં છે, તેથી કેટલીક વખત બીજી વિભક્તિમાં 'ને' પ્રત્યય આવે છે. જ્યાં આવો 'ને' પ્રત્યય આવે ત્યાં જરૂર તે પદની કર્માર્થે બીજી ગણવી.

તેણે રોટલી ખાધી.
મેં ગાય લીધી.
રામે વનવાસ કર્યો.
તમે ખેતર ખેડયું.
શંકરે રૂપીયા આપ્યા.

આ વાક્યમાં 'ખાધી,' 'લીધી,' 'કર્યો,' 'ખેડયું' અને 'આપ્યા' એ ક્રિયાપદમાં કર્મનો અર્થ આવે છે તેથી ઉપર જણાવ્યા મુજબ રોટલી, ગાય, વનવાસ, ખેતર, રૂપીઆ એ **નામો પહેલી વિભક્તિમાં છે અને કર્મ અભિહિત છે.**

તે ત્રણ માઇલ ચાલ્યો.
વિનુ ચાર દહાડા ગેરહાજર રહ્યો.
યુસફ ગામ ગયો છે.
હવેલીની લંબાઈ ચાળીશ ફુટ થઈ.
આ ધોતીઉં આઠ ગજ છે.

આ વાક્યોમાં માઇલ, અંતર; દહાડા, વખત; ગામ, સ્થળ; ફુટ, અને ગજ, માપ બતાવે છે તેથી તે નામ બીજી વિભક્તિમાં છે. વાક્યમાં ક્રિયા સ્થળ, વખત, અંતર, માપ, બતાવનાર નામ બીજી વિભક્તિમાં ગણાય છે.

૩. રામશંકરે નકશો કાઢયો.
શિક્ષકે હિસાબ ગણી બતાવ્યો.
ગોવિંદે વાત કરી.

આમાં 'રામશંકરે', 'શિક્ષકે', અને 'ગોવિંદે', એ નામ કર્તા છે. અને તે ત્રીજી વિભક્તિમાં છે ( આ બાબત ૨જી કલમમાં સ્પષ્ટ કરી છે ).

તેણે હાથે ઇસારો કર્યો.
વાઘને ગોળીએ ઠાર કર્યો.

તું ચપ્પુએ કલમ ઘડે છે.
સિપાઈએ છોકરાને લાકડીએ માર્યો.

આ વાક્યમાં 'હાથે', 'ગોળાએ', 'ચપ્પુએ' અને 'લાકડીએ' એ નામ ત્રીજી વિભક્તિમાં કરણ યા સાધનનો અર્થ બતાવે છે તેથી તે કરણ અર્થે ત્રીજી વિભક્તિમાં છે.

શરદીએ તે મરી ગયો.
તાવે ઘણાં માંદાં પડયાં છે.
પવને પતંગ ઉડી.

આ વાક્યમાં 'શરદીએ' એટલે શરદીના કારણથી, મરવાનું કારણ શરદી છે. તેવીજ રીતે 'તાવે' એટલે તાવથી અને 'પવને' એટલે પવનથી, માંદા પડવાનું કારણ તાવ છે, પતંગ ઊડવાનું કારણ પવન છે; તેથી **શરદીએ, તાવે** અને **પવને** એ નામોની વિભક્તિ કારણ યા હેતુ અર્થે ત્રીજી છે. ત્રીજી વિભકિતમાં પ્રત્યય 'એ' છે અને તેના જુદા જુદા અર્થ ઉપર પ્રમાણે સમજાવવામાં આવ્યા છે.

૪. નીચેના વાકયોમાંથી પહેલી, બીજી, અને ત્રીજી વિભકિત કારણ સહિત સમજાવો:—

(૧) રામે સીતા ત્યજી દીધી હતી. (૨) મનુ લખોટા રમે છે. (૩) મનુએ લખોટાને ફેંકી દીધો. (૪) પક્ષીએ ફળ ખાધું. (૫) પક્ષી એક ફળ ખાય છે. (૬) ગાડી આવે છે. (૭) હમણાં વરસાદ વરસ્યો. (૮) તમે આજે કેરી લાવ્યા હતા? (૯) બહેરામે હેમુનું ડોકું તલવારે કાપ્યું. (૧૦) આ લાકડી ત્રણ ફુટ છે. (૧૧) તેણે ચોપડી વાંચી. (૧૨) સૂર્યકાંત ચોપડી વાંચે છે. (૧૩) તેઓ વાતો કરતા કરતા આઠ ગાઉ ગયા. (૧૪) તે પગે ચાલી આવ્યો. (૧૫) ઉનાળામાં ગરમીએ તે બહુ હેરાન થયો. (૧૬) રાજાએ દુશ્મનને તોપે ઉડાવ્યો. (૧૭) એક છોકરો અહીં સૂતો છે. (૧૮) ચોરને દોરડે બાંધ્યો હતો. (૧૯) મજુર ચાર દિવસ આવ્યો છે. (૨૦) તમે ડાકોર જવાના છો? (૨૧) ચામને બે લાડુ લીધા.

૫. (૧) શિક્ષકે **છોકરાને** પેન્સિલ આપી છે.
(૨) મેં **દરજીને** કોટ આપ્યો.
(૩) રાજાએ **તેને** ગામ આપ્યું.
(૪) મેઘાણીએ **અમને** સરસ વાર્તા કરી.
(૫) આ વાત **પ્રધાનને** સંભળાવી હતી.
(૬) **મને** ખબર પહોંચી નહોતી.

આ વાક્યમાં 'છોકરાને', એ નામમાં 'ને' પ્રત્યય આવ્યો છે, અને સંપ્રદાન એટલે કંઈ આપવું તે અર્થમાં તે છે, તેથી 'છોકરાને' સંપ્રદાન અર્થે ચોથીવિભક્તિ છે. તે પ્રમાણે 'દરજીને', 'તેને' 'અમને', એ પદ ચોથી વિભક્તિમાં છે. 'પ્રધાનને' અને 'મને' પદ ચોથી વિભક્તિમાં છે કારણકે 'સંભળાવી હતી' અને 'પહોંચી નહોતી' એ આપવાના એટલે સંપ્રદાનના અર્થમાં છે.

**તેને** આ ટોપી ગમી.
**મને** હવે કંઈ સૂઝતું નથી.
શેઠે **કારકુનને** મુનીમ બનાવ્યો.
આણંદનું પાણી **તમને** માફક આવ્યું ?

આ વાક્યમાં 'ગમી', સૂઝતું', 'બનાવ્યો', અને 'માફક આવ્યું' એ ક્રિયાપદમાં **સંપ્રદાનનો અર્થ** હોવાથી 'તેને', 'મને', 'કારકુનને', 'તમને', તે ચોથી વિભક્તિમાં છે. આવી રીતે ચોથી વિભક્તિનો પ્રત્યય 'ને' છે તે આવા દાખલાથી સમજાય છે.

૬. (૧) જહાંગીર **નિશાળેથી** ઘેર ગયો.
(૨) **ધડથી** માથું જુદું પડી ગયું.
(૩) **મારાથી** આ પુસ્તક વંચાશે નહિ.
(૪) **સિદ્ધરાજથી** ઘણાં ઉપયોગી કામ થયાં હતાં.
(૫) તે **છરીથી** શાક સુધારે છે.
(૬) પહેલાં લશ્કર **તલવારથી** લડતું.

(૭) **પ્લેગથી** તે મરી ગયો.

(૮) **તાપથી** તે હેરાન થયા.

પહેલા વાક્યમાં 'નિશાળેથી', 'ઘડથી' એ પદમાં 'નિશાળેથી', અને 'ઘડ'થી એમાં છૂટા પડવાનો અર્થ છે તેથી તે પદ અપાદાન અર્થે પાંચમી વિભક્તિમાં છે. **'મારાથી', 'સિદ્ધરાજથી'** એ પદમાં **પાંચમી વિભક્તિ કર્તાના અર્થમાં** છે, કારણ કે વાંચવાની અને કામ કરવાની ક્રિયા 'મારાથી' અને 'સિદ્ધરાજથી' થાય છે. છરી એ સુધારવાનું અને તલવાર લડવાનું સાધન છે, તેથી આવો અર્થ બતાવવાથી તે પદ **કરણઅર્થે પાંચમીમાં** છે. 'પ્લેગથી', 'તાપથી' એ પદ 'મરવાનું' અને હેરાન થવાનું કારણ બતાવે છે તેથી તે પદ **હેતુઅર્થે પાંચમીમાં** છે. પાંચમી વિભક્તિનો પ્રત્યય જુદા જુદા અર્થમાં વપરાય છે તે ઉપર પ્રમાણે જણાવેલા દાખલા સમજાય છે.

૭. આ **છોકરાનો** બાપ છે.
કમળાની ઢીંગલી પડી ગઈ.
મનુનું રમકડું ભાગી ગયું.
ઝાડના કકડા થયા.
સાધુનાં કામ વખાણવા લાયક હોય છે.

આ વાક્યમાં 'છોકરો' અને બાપનો સંબંધ **'નો'** પ્રત્યયથી બતાવ્યો છે; તેવીજ રીતે કમળાની 'ઢીંગલી' 'મનુનું રમકડું', 'ઝાડના કકડા', અને 'સાધુનાં કામ' આ પદમાં **'નો', 'ની', 'નું', 'ના'** અને **'નાં'** પ્રત્યયો નામનો એક બીજા સાથે સંબંધ બતાવે છે તેથી તે છઠ્ઠી વિભક્તિમાં છે, કારણકે તે પ્રત્યયો છઠ્ઠીના છે.

**ઘરની પાસે** પીપળો છે.
**દુકાનની આગળ** ફકીર બેઠો.

આ વાક્યમાં 'ની' પ્રત્યય, અવ્યયની પહેલાં આવી નામનો સંબંધ બતાવે છે.

| | |
|---|---|
| ૧. મગનને છાપરે બહુ પતંગ છે. | ૧. મગનના છાપરે બહુ પતંગ છે. |
| ૨. રામશંકરને માથે ફેંટો છે. | ૨. રામશંકરના માથે ફેંટો છે. |
| ૩. ઘરને તળીએ પત્થર જડ્યા છે. | ૩. ઘરના તળીએ પત્થર જડ્યાછે. |
| ૪. શેઠને ગુમાસ્તે ચોરી કરી. | ૪. શેઠના ગુમાસ્તે ચોરી કરી. |
| ૫. આંખને પલકારે ચેતાવ્યો. | ૫. આંખના પલકારે ચેતાવ્યો. |

પહેલાં ત્રણ વાક્યમાં 'મંગન' અને 'છાપરે' રામશંકર' અને 'માથે' :ઘેર' અને 'તળીએ' એ નામનો સંબંધ 'ને' પ્રત્યયથી બતાવ્યો છે 'ને' આ જગાએ 'ના' ના અર્થમાં છે તેથી આવા દાખલામાં 'મગનને' એની વિભક્તિ છટ્ઠી છે. 'છાપરે એ સાતમી વિભક્તિમાં છે અને તેને 'ને' જોડે છે તેથી 'મગન' ની વિભક્તિ છટ્ઠી સાથે સાતમી ગણાય છે. તેજ પ્રમાણે 'રામશંકરને' અને 'ઘરને' એ પદની પણ તેજ વિભક્તિ છે પણ 'ગુમાસ્તે' અને 'પલકારે' ત્રીજી વિભક્તિમાં છે તેથી 'શેઠને' અને 'આંખને' એ પદની વિભક્તિ છટ્ઠી સાથે ત્રીજી છે.

૮. (૧) રાત્રે ઘરમાં ઉંદર ફરે છે.
(૨) મગન શહેરમાં રહેવા ગયો.
(૩) તેના હાથમાં દફતર છે.
(૪) છાપરે નળીઆં નથી.
(૫) કમળાને હાથે બે બંગડી હતી.
(૬) તે પહેલે માળે બેઠો છે.

આ વાક્યમાં 'ઘરમાં', 'શહેરમાં', 'હાથમાં', 'છાપરે', 'હાથે', 'માળે' એ બધા પદ સાતમી વિભક્તિમાં છે અને તે અધિકરણમાં છે. પેટે પાટા બાંધી તેણે પૈસા એકઠો કર્યો. 'છોકરૂં પેટે ચાલે છે.' પહેલા વાક્યમાં 'પેટે' એ અધિકરણાર્થે સાતમી છે, પણ બીજા વાક્યમાં 'પેટે' એટલે 'પેટથી' એમાં કરણનો અર્થ જણાય છે; તેથી કરણ અર્થે ત્રીજી વિભક્તિ છે. આવી રીતે ત્રીજી અને સાતમીના 'એ' પ્રત્યયનો અર્થ સ્પષ્ટ સમજવો જોઇએ.

**૯. નીચેનાં વાક્યોમાંથી ચોથી, પાંચમી, છઠ્ઠી, અને સાતમી** વિભક્તિ હોય તે શોધી કાઢો:—

(૧) રસ્તે જતાં અડવાએ ઝાડ ઉપર જોયું. (૨) તેનાથી આ કામ થવાનું નથી. (૩) તે મકાન ભૂતના બંગાલને નામે પ્રખ્યાત છે. (૪) મોતી તાવે બહુ પીડાયો. (૫) વાંદરો ડાળીએ ડાળીએ કૂદે છે. (૬) છોકરો કેરી લેવા ડાળીએ ચઢ્યો. (૭) મુંબઈનું પાણી તેને માફક આવ્યું નહિ. (૮) હરમાનભાઇને ડેપ્યુટિ સાહેબે બે ઇનામ આપ્યાં. (૯) આ બાબત ચીમનને ગમતી નથી. (૧૦) ગુજરાત મેલ અમદાવાદથી ઉપડયો. (૧૧) મારી ચોપડી શાંતિએ લઈ દફતરમાં સંતાડી. (૧૨) વાડીમાંનાં શાક સસ્તાં મળે છે. (૧૩) તેની માને તેણે સંદેશો મોકલ્યો. (૧૪) કુતરાનો સ્વભાવ અદેખો હોય છે. (૧૫) રમણ ઘેર ગયો એટલે તેને રમત રમવાનું સૂઝયું. (૧૬) બાપુલાલને આ સાલ સારો નફો થયો. (૧૭) તે વડોદરે ક્યારે ગયો? (૧૮) રાજાએ તેનો કુંવર ઋષિને સોંપ્યો. (૧૯) તે ચપ્પુએ કે છરીથી પેન્સિલ ઘડે છે? (૨૦) સેલ્યુકસથી ચંદ્રગુપ્ત જીતાયો નહિ.

**૧૦. નીચેના ફકરામાંથી જુદી જુદી વિભક્તિ કારણ આપી બતાવો.**

(અ) જંગલનાં ઝાડમાંથી સાગે આવી નમન કર્યું અને કહ્યું, મહારાજ, અમે જંગલમાં રહેનાર ઝાડ બીજાં ઝાડની પેઠે ખાવા લાયક ફળ બહુ આપતાં નથી. ફળ આપનાર સારાં ઝાડ પણ અસલ અમારા દેશમાંજ રહેનાર હતાં. અમે ન હોઈએ તો માણસને બળતણની અને કાષ્ટની કેટલી અડચણ પડે? અમારે ત્યાં લાખો પશુ-પક્ષીઓનો નિર્વાહ ચાલે છે અને વરસાદ પાણી લાવીએ છીએ અને પાણીને સાંચી રાખીએ છીએ.

(બ) આ વખતે દેવગઢના રાજાએ કહાવી મોકલ્યું, કે લડાઈનું કારણ તમારી રાજકુંવરી છે; તે જો તમે મારી સાથે પરણાવી દો તો લડાઈ આપોઆપ બંધ પડશે. તેને મરાઠા રાજાને આપવાનું પસંદ

પડયું નહિ, પરંતુ તેને મુસલમાનને હાથમાં જવા દેવી તે કરતાં એ રસ્તો ઠીક છે એમ સમજીને આખરે તેણે હા પાડી.

---

## પાઠ ૮ મો

---

### રૂપાખ્યાન

કોઈપણ નામ કે સર્વનામને જાતિ, વચન અને વિભક્તિના પ્રત્યયો લાગે છે ત્યારે તેનાં રૂપાખ્યાન થાય છે. તેના દાખલા નીચે પ્રમાણે છેઃ—

(૧) નામનાં રૂપાખ્યાન

**ઓકારાંત નરજાતિ**

**છોકરો.**

| એકવચન | બહુવચન |
|---|---|
| ૧. છોકરો, | છોકરા છોકરાઓ |
| ૨. છોકરો, છોકરાને | છોકરા, છોકરાને, છોકરાઓ છોકરાઓને |
| ૩. છોકરાએ, છોકરે, | છોકરાએ, છોકરાઓએ, છોકરે |
| ૪. છોકરાને, | છોકરાને, છોકરાઓને |
| ૫. છોકરોથી, છોકરાથકી, | છોકરાથી, છોકરાઓથકી, છોકરાઓથી, છોકરાઓથકી |
| ૬. છોકરાનાં—ની.નુ—નો. | છોકરાનો ની—નુ—ના. છોકરાઓનો—ની—નું—નાં. |
| ૭. છોકારામાં | છોકરામાં, છોકરાઓમાં |

**ઈકારાંત**

**છોકરી**

| એકવચન | બહુવચન |
|---|---|
| ૧. છોકરી | છોકરીઓ |
| ૨. છોકરી, છોકરીને | છોકરીઓને |

| | |
|---|---|
| ૩. છોકરીએ | છોકરીઓએ |
| ૪. છોકરીને | છોકરીઓને |
| ૫. છોકરીથી | છોકરીઓથી |
| ૬. છોકરીનો—ની—નું—ના | છોકરીઓનો—ની—નું—ના |
| ૭. છોકરીમાં | છોકરીઓમાં |

## ઉકરાંત નામ

### ઈંડું

| એકવચન | બહુવચન |
|---|---|
| ૧. ઈંડું | ઈંડાં, ઈંડાંઓ, |
| ૨. ઈંડું–ઈંડાને | ઈંડાં, ઈંડાંને, ઈંડાંઓને |
| ૩. ઈંડાએ, ઈંડે, | ઈંડાએ, ઈંડે, ઈંડાંઓએ |
| ૪. ઈંડાને | ઈંડાંને, ઈંડાંઓને |
| ૫. ઈંડાથી | ઈંડાંઓથી |
| ૬. ઈંડાનો—ની—નું—ના | ઈંડાંઓનો—ની—નું—ના |
| ૭. ઈંડામાં. | ઈંડાંમાં, ઈંડાંઓ. |

## (૨) સર્વનામની વિભક્તિનાં રૂપ

### ૧. હું

| એકવચન | બહુવચન |
|---|---|
| (૧) હું | અમે, અમો |
| (૨) મને | અમને, અમોને |
| (૩) મેં, મારે | અમે, અમોએ |
| (૪) મને, મારે | અમને, અમારે |
| (૫) મારાથી | અમારાથી, અમથી |
| (૬) મારો, રી-રું–રા | અમારો–રી–રું–રા |
| (૭) મારામાં | અમારામાં |

---

હુંને, મજને, મુજને હુંથી, મુજથી, મુજથી, હુંમાં, મજમાં, મુજમાં આ રૂપો કોઈ વખતે કવિતામાં વપરાય છે. અમોને, તમોને, અમોએ, તમોએ, એ રૂપો કોઈ વખત વપરાય છે.

## તું

| એકવચન | બહુવચન |
|---|---|
| (૧) તું | તમે, તમો |
| (૨) તને | તમને, તમોને |
| (૩) તેં, તારે, | તમે, તમોએ, તમારે |
| (૪) તને, તારે | તમને, તમારે, તમોને |
| (૫) તારાથી | તમારાથી, તમથી |
| (૬) તારો રી–રું–રા | તમારો, રી–રું–રા |
| (૭) તારામાં | તમારામાં–તમમાં |

મારે જવું જોઈએ એમાં મારે ત્રીજીમાં છે, મારે ખુરસી જોઈતી નથી. એમાં મારે ચોથીમાં છે. મારે મેડે તે બેઠો છે એમાં મારે છઠ્ઠીમાં છે. તે પ્રમાણે અમારે, તારે, મારે, સંબંધી સમજવું. સર્વનામના જે રૂપો એકથી વધારે વિભક્તિમાં આવે છે તેની વિભક્તિ નક્કી કરવા તેની જગાએ નામ મૂકવું અને તેને જે વિભક્તિ લાગુ પડે તે સર્વનામની સમજવી દા. (૧) મારે (મગને) જવું જોઈએ. (૨) મારે (મગનને) ખુરસી જોઈતી નથી. (૩) મારે (મગનને) મેડે તે બેઠો, છઠ્ઠી સાથે સાતમી.

## તે

| એકવચન | બહુવચન |
|---|---|
| ૧. તે | તે, તેઓ |
| ૨. તેને | તેમને, તેઓને |
| ૩. તેણે | તેમણે, તેઓને |
| ૪. તેને | તેમને, તેઓને |
| ૫. તેથી, તેનાથી | તેમનાથી, તેઓથી, તેઓનાથી. |

---

તુને, તજને, તુજને, તુંથી, તજથી, તુંજથી, તમો, તજમાં, તુજમાં, આ રૂપો કોઈ વખત વપરાય છે.

| | |
|---|---|
| ૬. તેનો—ની—નું—ના | તેમનો ની—નું—ના |
| ૮. તેઓનો—ની—નું—ના. | તેઓમાં, તેઓનામાં, તેમનામાં. |

**આપણુ ( બહુવચનમાં છે ) કોણુ**

(એકવચનમાં પ્રશ્નાર્થ સર્વનામ )

| | |
|---|---|
| ૧. આપણુ, આપણે | ૧. કોણુ |
| ૨. આપણુને | ૨. કોને |
| ૩. આપણે | ૩. કોણે-કેણે |
| ૪. આપણુને | ૪. કોને-કેને |
| ૫. આપણુાથી | ૫. કોનાથી-કેનાથી-કોથી. |
| ૬. આપણો—ણી—ણું—ણા | ૬. } કોનો—ની—નું—ના. કેનો—ની—નું—ના. |
| ૭. આપણુામાં | ૭. કોનામાં—કેનામાં |

**આપ (બહુવચનમાં) પોતે**

| | |
|---|---|
| ૧. આપ | પોતે |
| ૨. આપને | પોતાને |
| ૩. આપે | પોતે |
| ૪. આપને | પોતાને |
| ૫. આપથી, આપનાથી | પોતાથી |
| ૬. આપનો—ની—નું ના. | પોતાનો—ની—નું—ના |
| ૭. આપમાં, આપનામાં | પોતામાં, પોતાનામાં. |

**આ (દર્શક સર્વનામ).**

| એકવચન | બહુવચન |
|---|---|
| ૧. આ | આ |
| ૨. આને | આમને |
| ૩. આણે | આમણે |
| ૪. આને | આમને |

---

કોણુને, કોણુથી, કોણુમાં ક્વચિત વપરાય છે.

| | |
|---|---|
| ૫. આથી, આનાથી | આમનાથી |
| ૬. આનો–ની–નું–ના | આમનો–ની–નું–ના |
| ૭. આમાં, આનામાં | આમનામાં |

જેમ સર્વનામનાં જાતિ વચન અને વિભક્તિ તેના નામ પ્રમાણે નક્કી થાય છે, તે પ્રમાણે વિશેષણની વિભક્તિ વિશેષ્યનાં જાતિવચન અને વિભક્તિ પ્રમાણે ગણાય છે. જ્યારે વિશેષણની સાથે વિશેષ્ય હોય છે ત્યારે તેને વિભક્તિના પ્રત્યય લગાડવામાં આવતા નથી. દા.

| | |
|---|---|
| ૨ સફેદ ઉંદરને | સફેદ ઉંદરોને |
| ૫ સફેદ ઉંદરથી | સફેદ ઉંદરોથી |
| ૬ સફેદ ઉંદરનું | સફેદ ઉંદરોનું |

આ દાખલામાંના વિશેષણમાં એકવચન તેમજ બહુવચનમાં કંઈ ફેરફાર થતો નથી પણ વિકારી વિશેષણમાં ફેરફાર થાય છે. દા.

| | |
|---|---|
| ૧. નાનું છોકરૂં | નાનાં છોકરાં |
| ૨. નાના છોકરાને | નાનાં છોકરાંઓને |
| ૩. નાના છોકરાએ | નાનાં છોકરાંએ |
| ૪. નાના છોકરાથી | નાનાં છોકરાંથી |

જ્યારે વિશેષણ એકલું નામના અર્થમાં વપરાય છે ત્યારે તેને નામની માફક વિભક્તિના પ્રત્યય લાગે છે. આળસુને ઉત્તેજન આપવું નહિ. બહેરાનું કોણ સાંભળે? કાણાનો વિશ્વાસ કરવો નહિ. આ વાક્યમાં 'આળસુને' 'બહેરાને,' 'કાણાને' એ વિશેષણને વિશેષ્યની માફક પ્રત્યય લાગ્યા છે. જો તે વિકારી વિશેષણ હોય તો તે પ્રમાણે ફેરફાર થાય છે. દા.

કાણાનો (માણસનો) વિશ્વાસ કરવો નહિ.

કાણીને (છોકરીને) કોણ બોલાવે?

પણ આળસુ કે જે અવિકારી વિશેષણ છે તેમાં ફેરફાર થતો નથી. 'આળસુને' એમાં માણસ, સ્ત્રી, કે છોકરૂં પણ હોય.

# પાઠ ૯ મો

## ક્રિયાપદના પ્રકાર

૧. | | |
|---|---|
| ૧. તે જાય છે. | ૧. છોકરો રોટલી ખાય છે. |
| ૨. કપિલા આવે છે. | ૨. કપિલાએ ચોપડી વાંચી. |
| ૩. વાંદરો કૂદયો. | ૩. કુતરે બચકું ભર્યું. |
| ૪. લીંબુ પડયું. | ૪. શંકર લીંબુ લાવ્યો. |

પહેલાં બે વાક્યમાં 'જાય છે' ક્રિયાપદ તે જવાની ક્રિયા બતાવે છે અને 'ખાય છે' એ ખાવાની ક્રિયા બતાવે છે, પણ જવાની ક્રિયાની અસર 'તે' ઉપર થાય છે અને ક્રિયા કરનાર પણ 'તે' છે. 'ખાય છે' તેમાં ખાવાની ક્રિયા 'રોટલી' ઉપર થાય છે. 'રોટલી' એ 'ખાય છે' તેનું કર્મ છે કે જે ક્રિયાપદના ફળનો આશ્રય છે પણ 'જાય છે' એમાં કર્મ નથી. આ કારણથી તે ક્રિયાપદ **અકર્મક** (અ+ કર્મ+ક=જેને કર્મ નથી તે) કહેવાય છે. 'ખાય છે' એ **સકર્મક** (સ+ કર્મ+ક=જેને કર્મ છે તે) ક્રિયાપદ કહેવાય છે, કારણ કે તેને કર્મ છે. જ્યારે ક્રિયાપદ સંબંધી **કોણ** અને **શું** નો સવાલ કરવાથી જવાબ એકજ આવે તો તે અકર્મક ક્રિયાપદ સમજવું અને જ્યારે તે જુદા જુદા આવે ત્યારે સકર્મક જાણવું. આવાં ક્રિયાપદની જાત જાણવાની આ સહેલી યુકિત છે. 'કોણ જાય છે' 'તે'. શું જાય છે. 'તે'. પણ 'કોણ ખાય છે' છોકરો. શું ખાય છે 'રોટલી', તેથી 'આપે છે' 'કૂદયો', 'પડયું' એ અકર્મક ક્રિયાપદ છે અને 'વાંચી', 'ભર્યું', 'લાવ્યો' એ સકર્મક છે.

૨. જે પદ ક્રિયા બતાવે છે તેને ક્રિયાપદ કહે છે એમ કહેવામાં આવ્યું છે, પણ કેટલાક ક્રિયાપદમાં ક્રિયા સ્પષ્ટ માલમ પડતી નથી. છોકરો દીલગીર છે એમાં ક્રિયાપદની કંઇ ક્રિયા જણાતી નથી. 'છોકરો દોડે છે' તેમાં દોડવાની ક્રિયા બરાબર સમજાય છે.

'છોકરો દીલગીર છે.' એમાં હોવાની અમુક સ્થિતિ જણાય છે. 'તે ઘરમાં છે', 'મગન ગામડામાં રહે છે', 'ફકીર જંગલમાં વસે છે,' 'બાળુ ઊંઘ્યો', 'નાનુ સૂતો છે' આ ક્રિયાપદથી અમુક સ્થિતિ માલમ પડે છે પણ મોટો ફેરફાર થતો તેમાં જણાતો નથી. પણ મગન **નાઠો**, ઝાડ **પડયું**, હરણુ બહુ **ભટક્યો**, વાંદરો ઝાડ ઉપર **ચડયો**, આ વાક્યોનાં ક્રિયાપદમાં ફેરફાર ચોકખો જણાય છે. 'નાઠો' એમાં નાસવાની ગતિ, 'પડયું' એમાં પડવાની ગતિ, 'ચડયો' એમાં ચડવાની ગતિ બરાબર સમજાય છે તેથી અકર્મક ક્રિયાપદ બે જાતનાં છે.

(૧) **સ્થિતિવાચક**—જેવાં કે હોવું, થવું, વસવું, રહેવું વગેરે.

(૨) **ગતિવાચક**—જેવાં કે ચાલવું, આવવું, પડવું, ચડવું, પહોંચવું વગેરે.

ઉ. ૧. ગમને **ભિખારીને** કોટ આપ્યો.
૨. શેઠે **ચીમનને મુનીમ** બનાવ્યો.
૩. મહેતાજીએ **બાળકોને વાત** કરી.
૪. મોનિટરે **શાંતિને હિસાબ** શીખવ્યો.
૫. કૈલાસ **કુતરાને રોટલો** ખવડાવે છે.
૬. મનુ **શિક્ષકને પ્રશ્ન** પુછશે.

આ વાક્યમાં બે કર્મ છે. પહેલા વાક્યમાં **ભિખારીને**, અને **કોટ** એ બે પદ કર્મ તરીકે આવ્યાં છે. ગમને શું આપ્યું? કોટ. કોને આપ્યો તો 'ભીખારીને'. આપવાની ક્રિયાના ફળનો આશ્રય બને પદ છે. તેવી રીતે બીજા વાકયોમાં પણ બે કર્મ છે. **કોટ, મુનીમ, વાત, હિસાબ** અને **રોટલો** એ એક જાતનાં કર્મ છે અને 'ભિખારીને', 'ચીમનને', 'બાળકોને', 'શાંતિને' અને 'કુતરાને' એ બીજી જાતનાં કર્મ છે. પહેલી જાતનાં કર્મ મુખ્ય છે, કારણકે તે વગર વાક્યનો અર્થ સમજાતો નથી. દા. ગમને ભિખારીને આપ્યો. 'શું આપ્યું' એ જણાવ્યા વગર વાક્ય અર્થ વગરનું થાય છે પણ ગમને 'કોટ આપ્યો' એમાં અર્થ સમજાય છે. તેથી 'કોટ' એ મુખ્ય કર્મ

છે, અને 'ભિખારીને' એ મુખ્ય કર્મ નથી એટલે તે પેટા કર્મ છે. પહેલી જાતના કર્મને પ્રધાન કર્મ કહે છે અને બીજી જાતના કર્મને ગૌણ (મુખ્ય નહિ તે) કર્મ કહે છે. જ્યારે 'શું' સવાલનો જવાબ આવે ત્યારે તે પ્રધાન કર્મ અને કોનેનો જવાબ આવે તો તે ગૌણ કર્મ હોય છે. જે ક્રિયાપદને બે કર્મ હોય છે તેને દ્વિકર્મક કહે છે.

૪. નીચેનાં વાક્યોમાંથી પ્રધાન અને ગૌણકર્મ કારણ સહિત શોધી કાઢો:—

(૧) ચોરે ખેડુતને ડાંગ મારી. (૨) મોહને તેને સ્ટેશને જવાનો રસ્તો પૂછ્યો. (૩) રાજાએ ઠાકોરપ્રસાદને પ્રધાન નીમ્યો. (૪) પહેલાં પંડયાજી એક એક વિદ્યાર્થીને પાઠ શીખવતા. (૫) જેઠાલાલ તેના દીકરાને ચિત્ર બતાવે છે. (૬) કાશી તેના ભાઈને દૂધ પાય છે. (૭) નવો દાક્તર દરદીને સારી દવા આપે છે. (૮) શિકારીએ વાઘને ગોળી મારી. (૯) કેટલાક છોકરાને મહેતાજીએ ભૂગોળ શીખવી. (૧૦) નાનાં છોકરાં શિક્ષકને બહુ સવાલ પૂછે છે. (૧૧) તમે તેને પૈસા કેમ આપતા નથી?

૫. (૧) છગન તલાટી થયો.
(૨) તે મુખી બન્યો.
(૩) બાગમાં ફુલ છે.
(૪) ગોવિંદ શહેરમાં રહ્યો.
(૫) હું સુખી થયો નહિ.

આ વાક્યમાં 'થયો,' 'બન્યો,' 'છે,' 'રહ્યો,' 'થયો નહિ,' એ ક્રિયાપદ છે. આગળ જણાવવામાં આવ્યું છે કે જો ક્રિયા સંબંધી 'શું' સવાલનો જવાબ આવે તો તે તેનું કર્મ સમજવું. 'કમળાએ ચોપડી વાંચી' એમાં 'શું વાંચી' એમ પૂછવાથી 'ચોપડી' જવાબ આવે છે તેથી 'ચોપડી' તેનું કર્મ છે, પણ 'છગન તલાટી થયો' આ સવાલનો જવાબ 'તલાટી' આવે છે, પણ 'તલાટી' એ કર્મ નથી કારણકે 'થયો'

એ અકર્મક ક્રિયાપદ છે. 'બન્યો,' 'છે,' 'રહ્યો', અને 'થયો નહિ' એ ક્રિયાપદ આગળ જે પદ મૂક્યાં છે તે ન હોય તો તેમનો પૂરો અર્થ સમજાતો નથી, તેથી કેટલાંક અકર્મક ક્રિયાપદનો અર્થ પૂરો કરવાને અમુક શબ્દ મૂકવોજ પડે છે, તેથી તે અપૂર્ણ ક્રિયાવાચક અકર્મક ક્રિયાપદ કહેવાય છે.

ક્રિયાપદ અકર્મક હોવાથી 'તલાટી', 'મુખી,' 'ફળ', 'શહેરમાં', 'સુખી' એ કર્મ નથી પણ ક્રિયાપૂરક છે.

૬. નીચેની ખાલી જગામાં ક્રિયાપૂરક મૂકો:—

(૧) રાજા——છે. (૨) સાધુ——થયો હતો. (૩) ચંદુલાલ ——દેખાય છે. (૪) બાયડી——લાગે છે. (૫) અમદાવાદ—— નથી. (૬) છગને ચિત્ર——દોર્યું. (૭) નોકર——બન્યો. (૮) કમળા——દેખાય છે. (૯) મદારી——બનાવે છે. (૧૦) જામનગર ——જણાય છે. (૧૧) તમે——દેખાઓ છો. (૧૨) માને છોકરાનો ——લાગતો નથી. (૧૩) ભિખારી——થયો. (૧૪) ચંદ્રમા—— ભાસે છે. (૧૫) છેવટે માધવ——નીવડયો. (૧૬) છોકરો—— બન્યો. (૧૭) વિદ્યાર્થી——નીકળ્યો. (૧૮) આ માણસે તેને—— કહ્યો. (૧૯) નાના બાળકને——ગણતા નહિ. (૨૦) બનતાં સુધી મેં તેને——માન્યો હતો.

| | |
|---|---|
| ૭. (૧) તે જમે છે. | તે લાડુ જમે છે. |
| (૨) છોકરા રમે છે. | છોકરા ગેડીદડા રમે છે. |
| (૩) કુસુમ બોલી. | કુસુમ કવિતા બોલી. |
| (૪) તે વાંચે છે. | તે ઈતિહાસ વાંચે છે. |
| (૫) બિલાડી ખાય છે. | બિલાડી રોટલો ખાય છે. |

આ વાક્યોમાં એકજ ક્રિયાપદ અકર્મક અને સકર્મક રીતે વપરાયું છે. પહેલા ખાનાના વાક્યમાં ફક્ત ક્રિયા જણાય છે. બીજા ખાનામાં 'શી' ક્રિયા થાય છે તે જણાય છે. આ ક્રિયાપદને ઉભય-વિધાન ક્રિયાપદ કહે છે. ક્રિયાપદ અકર્મક કે સકર્મક છે તે તેના

ઉપયોગ ઉપરથી જણાઈ આવે છે. 'ચામાં ખાંડ ગળે છે' ત્યાં 'ગળે છે' એ અકર્મક અને 'તે ચા ગળે છે' એમાં 'ગળે છે' એ સકર્મક છે.

૮. ૧. તેણે કાગળ લખી નાખ્યો.
૨. મગન પડી ગયો.
૩. તું આ છોડ કાઢી નાખ.
૪. હું ચા પી ગયો.

આ વાક્યમાં બે ક્રિયાપદ સાથે આવ્યાં છે 'લખી નાખ્યો,' 'પડી ગયો,' 'કાઢી નાખ', 'પી ગયો'; પણ તે ક્રિયાપદનો જુદો જુદો અર્થ તેમાં નથી પણ બંને ભેગાં મળવાથી તેમાંથી જુદો અર્થ નીકળે છે. 'લખી નાખ' એટલે 'લખીને નાખવાનું' નથી પણ લખવાની ક્રિયા જલદીથી કરવી એ જણાય છે. 'પી ગયો' એમાં પીવાની ક્રિયા ઉતાવળથી અને પુરી થઈ છે એમ માલમ પડે છે, તેથી **જ્યારે બે ક્રિયાપદ સાથે આવે અને તેમની જુદી જુદી ક્રિયાના અર્થને ઠેકાણે તેમના ભેગા થવાથી કંઈ જુદી ક્રિયા ઉપજે છે ત્યારે તે સંયુકત ક્રિયાપદ કહેવાય છે.** તેવાં ક્રિયાપદમાં પાછળનું ક્રિયાપદ પહેલાના અર્થમાં વધારો કરે છે અને પહેલા ક્રિયાપદની ક્રિયા પુરેપુરી થઈ છે એમ સમજાય છે. 'બોર નાખી દીધું' એમાં 'દીધું' એ નાખવાની ક્રિયા પૂરી થઇ છે એમ બતાવે છે. 'તું ખાઈ જા' એમાં જલદી ક્રિયા બતાવી છે, તેથી આવાં ક્રિયાપદ ક્રિયા સંબંધી ઝડપ અને ભાર દર્શાવે છે. સંયુક્ત ક્રિયાપદમાં જુદાં જુદાં કૃદંતનાં રૂપ વપરાય છે જેવાં કે વર્તમાન, ભૂત, સામાન્ય અને સંબંધક.

૧. મજુર ચાલતો થયો.
૨. તું ચાલ્યા કર.
૩. ભાત થવા આવ્યો છે.
૪. તે ચાલીને ગયો.

આવા ક્રિયાપદમાં સંબંધક કૃદંત વધારે વપરાય છે.

નીચેની ખાલી જગામાં ક્રિયાપદ મૂકી સંયુક્ત ક્રિયાપદ બનાવો:—

૧ છોકરો બોર ખાઈ—— ૨ ગમન પાણી——ગયો. ૩ ગુન્હેગાર ગુન્હો——દેતો નથી. ૪ હિસાબ જલદી—— ૫ તમે તેની પાસેથી પૈસા—— ૬ ક્યાં સુધી ત્યાં——રહેશો. ૭ બહેરામે હેમુને——નાખ્યો. ૮ છોકરે કેરી રસ્તામાં——દીધી. ૯ ગટુ ચા——ગયો. ૧૦ દાઝવાથી છોકરી——ગઈ. ૧૧ પરીક્ષા વખતે વિદ્યાર્થીઓ——કરે છે. ૧૨ મેળા વખતે લોકો——થયા. ૧૩ આપણે સવારમાં પ્રાર્થના——. ૧૪ તેણે પોતાની વર્તણુંક——નાખી. ૧૫ તેણે દેશાઈનું વતન કાયમ——આપ્યું.

---

## પાઠ ૧૦ મો

---

### ક્રિયાપદના કાળ

૧૦ ૧. છોકરો આવે છે.
૨. ઘોડો દોડે છે.
૩. સુરજ ઊગ્યો.
૪. કલમ ભાગી ગઈ.
૫. વરસાદ આવશે.
૬. ઝાડ પડશે.

આ વાકયોમાં 'આવે છે', 'દોડે છે', 'ઊગ્યો', 'ભાગી ગઈ', 'આવશે' અને 'પડશે' એ ક્રિયાપદો ક્રિયા બતાવે છે એટલુંજ નહિ પણ જુદા જુદા વખતની ક્રિયા તે ઉપરથી સમજાય છે, એટલે તે ક્રિયા ક્યારે થાય છે તે બાબત જણાય છે. જેમકે 'છોકરો આવે છે', 'ઘોડો દોડે છે' એ વાક્યમાં 'આવવાની' અને 'દોડવાની' ક્રિયા હમણાં ચાલુ વખતમાં થાય છે એમ સમજાય છે. 'સુરજ ઊગ્યો', 'કલમ ભાગી ગઈ' એમાં 'ઊગવાની' અને 'ભાગવાની' ક્રિયા થોડા વખત પહેલાં થઈ ગઈ છે એટલે તે ક્રિયાનો વખત થઈ ગયો. વરસાદ

આવશે', 'ઝાડ પડશે', આ વાકયોમાં 'આવવાની' અને 'પડવાની' ક્રિયા **હવે થવાની છે** એમ બતાવ્યું છે. આવી રીતે ક્રિયાના ત્રણ કાળ જણાય છે.

૨. (૧) જે ક્રિયા થાય છે તે ચાલુ કાળની છે તેથી તે **વર્તમાન કાળની** છે. (વર્તમાન=ચાલુ) (૨) જે ક્રિયા થઈ ગઈ તેને **ભૂતકાળની** કહે છે. (ભૂત=થએલું) (૩) જે ક્રિયા થવાની છે તેને **ભવિષ્ય કાળની** એટલે તે હવે પછી થશે એમ કેહવાય છે. આ પ્રમાણે ક્રિયા કઈ વખતે થાય છે તેના મુખ્ય ત્રણ ભાગ છે. ૧. **વર્તમાન કાળ, ભૂતકાળ,** અને **ભવિષ્યકાળ.** વર્તમાન કાળથી ચાલુ ક્રિયા, ભૂતકાળથી થઈ ગએલી ક્રિયા અને ભવિષ્યકાળથી થવાની ક્રિયા જણાય છે તેથી આ ત્રણ ક્રિયાપદના કાળ છે, એટલે તે ઉપરથી જે વખતમાં અમુક ક્રિયા થાય છે તે સમજાય છે અને તેથી તે **ક્રિયાપદનો કાળ** ગણાય છે.

૩. આપણી ભાષા સંસ્કૃત ઉપરથી નીકળી છે. સંસ્કૃતમાં શબ્દનો વિકાસ મૂળ ધાતુને પ્રત્યય લગાડવાથી થાય છે. દા '**કૃ**' કરવું, તે ઉપરથી કર્તા, કર, કારણ, કર્મ, કરણ, કાર્ય, કૃતિ વગેરે શબ્દો થાય છે. તેની રીતે ગુજરાતીમાં ક્રિયાપદનું જે ટુંક રૂપ હોય છે તેના ઉપરથી જુદા જુદા રૂપો નીકળે છે. જેમ 'ઘોડો' એ મૂળ નામ ઉપરથી 'ઘોડાને', 'ઘોડાથી', ઘોડાનું વગેરે રૂપો જુદાં જુદાં નીકળે છે. તેમ ક્રિયાપદના મૂળ રૂપ **વાંચ** ઉપરથી તેવાં રૂપો થાય છે. જેમકે વાંચશે, વાંચ્યું, વાંચેલું, વાંચતો, વાચન, એમાં **વાંચ** ક્રિયાપદના જે મૂળ રૂપને પ્રત્યય લગાડવાથી જુદાં જુદાં રૂપ થયાં છે તે **મૂળને 'ધાતુ'** કહે છે. આવી રીતે ધાતુ ઉપરથી નીકળતાં અનેક જાતનાં ક્રિયાપદ નીકળે છે. 'કર', 'કરવું', 'કરતો', 'કરીને', 'કરેલું'. 'કર્યું,' 'કરતાં' વગેરે.

લખ, ચાલ, પડ, જમ વગેરે ધાતુ છે અને તેને પ્રત્યય લગાડવાથી જે રૂપ થાય છે તેને **સાધિતધાતુ** કહે છે. 'લખાવ', 'ચલાવ',

'જમાડ' વગેરે. કોઈપણ ક્રિયાપદનો ધાતુ શોધવો હોય તો તે ક્રિયાપદનું બીજા પુરુષનું એકવચનમાં રૂપ હુકમ કરતા હોઈએ તેમ કરવું. દા. 'તું વાંચ', 'તું રમ', 'તું બેસ', 'તું ખા', 'વાંચ' એ વાંચવું, 'રમ' એ રમવું, 'બેસ' એ બેસવું અને 'ખા' એ ખાવું ક્રિયાપદના ધાતુ છે.

૩. 'બોલ' ધાતુનાં ત્રણ કાળનાં રૂપ

વર્તમાનકાળ

| | એકવચન | બહુવચન |
|---|---|---|
| પહેલો પુરુષ | હું બોલું | અમે બોલીએ |
| બીજો ,, | તુ બોલે | તમે બોલો |
| ત્રીજો ,, | તે બોલે | તેઓ બોલે |

ભૂતકાળ

| | | |
|---|---|---|
| પહેલો પુરુષ | હું બોલ્યો | અમે બોલ્યા |
| બીજો ,, | તું બોલ્યો | તમે બોલ્યા |
| ત્રીજો ,, | તે બોલ્યો | તેઓ બોલ્યા. |

ભવિષ્યકાળ

| | | |
|---|---|---|
| પહેલો પુરુષ | હું બોલીશ | અમે બોલીશું–બોલશું |
| બીજો ,, | તું બોલીશ | તમે બોલશો |
| ત્રીજો ,, | તે બોલશે | તેઓ બોલશે |

'હું બોલું' એ રૂપ સાધારણ રીતે વપરાતું નથી પણ 'હું બોલું છું' એમ કહેવામાં આવે છે. 'બોલું છું' એમાં બે ક્રિયાપદ છે 'બોલું' અને 'છું'. 'હો' ધાતુનાં જે રૂપ બીજા મુખ્ય ક્રિયાપદ જોડે આવે ને જે રૂપ થાય છે તે **મિશ્રરૂપ** કહેવાય છે; તેથી 'હું બોલું છું' એ મિશ્ર રૂપ છે પણ 'હું બોલું' વગેરે જે ત્રણ કાળનાં રૂપ બતાવ્યાં છે તે શુદ્ધ રૂપ છે. 'હો' ધાતુ સાહાય્યકારક ક્રિયાપદનાં કૃદંત સાથે આવે છે. દા. તે ગામ ગયો છે, ગએલો છે.

નીચેનાં વાક્યોમાંથી કાળ શોધી કાઢોઃ—

૪. (૧) તે રાત્રે ગામ જશે. (૨) તમે આજે આવ્યા? (૩)

મગન લખોટા રમે છે. (૪) તે શેઠ થયો. (૫) ગોળીથી વાઘ મુઓ. (૬) છોકરાએ કહ્યું કે અમે રોજ કસરત કરીએ છીએ. (૭) પોલીસને ચોરે જોયો કે તે નાઠો. (૮) તેણે રોટલો ખાધો હશે. (૯) હવાઇ વિમાન આકાશમાં ઊડે છે. (૧૦) હવે પવન વાશે. (૧૧) તમે રાત્રે વાજું કરો છો? (૧૨) કોઈ વખત તે બહુ માંદો પડી જાય છે. (૧૩) તેનાથી હવે કામ થશે નહિ. (૧૪) દીવો કોણે હોલવ્યો? (૧૫) વખતે પવનથી હોલવાયો હશે. (૧૬) તે ફુંક મારી દીવાને હોલવે છે.

---

## પાઠ ૧૧ મો.

---

### ક્રિયાપદના અર્થ

૧. ક્રિયાપદના કર્તાના મનની જે ધારણા કે સ્થિતિ માલમ પડે તે ક્રિયાપદનો અર્થ છે અને તે નીચેનાં વાક્યમાં તપાસીએઃ—

(૧) પોપટ ઊડે છે.

(૨) છોકરો ખાય છે.

(૩) તેણે ભાષણ આપ્યું.

(૪) વીજળી નીચે પડી.

(૫) મગન ગામ જશે.

આ વાક્યમાં 'ઊડે છે', 'ખાય છે', 'આપ્યું', 'પડી' અને 'જશે' એ ક્રિયાપદ નક્કીપણું કે નિશ્ચય બતાવે છે. તે ક્રિયામાં કંઈ વહેમ રહેતો નથી, તેથી તે નિશ્ચયાર્થ છે.

૨. (૧) વરસાદ વરસતો હશે.

(૨) નિશાળ ઉઘડી હશે.

(૩) તે વખતે ગામ ગયો હોય.

(૪) તમે ઘેર આવ્યા ત્યારે હું બજારમાં હોઈશ.

આ વાક્યોમાં ક્રિયાનો અર્થ નક્કી જણાતો નથી પણ સંશયાર્થનો છે, કારણ કે વરસાદ વરસતો હશે એટલે વખતે તે પડતો

હશે; તેવીજ રીતે બીજા વાક્યમાંના ક્રિયાપદની ક્રિયા નિશ્ચયાર્થની નથી પણ સંશયની છે તેથી તે **સંશયાર્થ** છે.

૩. (૧) જો તમે **આવ્યા** હોત તો આ કામ થાત.
(૨) જો મગન **મહેનત કરશે** તો તેને ઇનામ મળશે.
(૩) તમે **કહો** તો તે હાજર થાય.

આ વાક્યોમાં ક્રિયાપદનીક્રિયા અમુક સંકેત કે શરત ઉપર આધાર રાખે છે. જો તમે આવ્યા હોત તો આ કામ થાત; એટલે તમે આવ્યા નહિ તેથી કામ થયું નહિ. કામ થવાનો આધાર તમારા આવવા ઉપર હતો. તેજ પ્રમાણે ઇનામનું મળવું મહેનત ઉપર આધાર રાખે છે. તેવીજ રીતે તેનું હાજર થવું એ તેના કહેવા ઉપર છે. તેથી તે ક્રિયાપદ **સંકેતાર્થમાં** છે.

૪. 'ખાવા બેસ', 'બજારમાં જાઓ', 'આ હિસાબ કર', 'તું હવે આવતો ના'.

આ વાક્યમાં 'બેસ', 'જાઓ', 'કર', 'આવતો ના', એ શબ્દોથી ક્રિયા કરવાનો હુકમ કરવામાં આવ્યો છે તેથી તે **આજ્ઞાર્થમાં** છે.

૧. પ્રભુ તમારૂં કલ્યાણ કરે.
૨. પરમેશ્વર તમને સુખી રાખે.

આ વાક્યોમાં 'કરે', 'રાખે' એ **આશીર્વાદના અર્થમાં** છે.

૫. (૧) તમારે શરીરની સંભાળ રાખવી
(૨) વિદ્યાર્થીએ બરાબર કસરત કરવી.
(૩) છોકરાંએ સ્વચ્છ રહેવું.
(૪) આપણે ખોટો વિચાર કરવો નહિ.

આ વાક્યમાં વિધિ એટલે અમુક કરવાનું કહ્યું છે અને તેમાં ફરજનો મુખ્ય અર્થ છે તેથી તે ક્રિયાપદનો **વિધ્યર્થ** છે.

૬. નીચેનાં વાક્યોમાંથી **ક્રિયાપદનો અર્થ** શોધી કાઢોઃ—

(૧) કબુતર દાણા ખાય છે. (૨) બારણું ઉઘાડ. (૩) વખતે વરસાદ આવે. (૪) ગેડીદડા રમવું એ શરીર તંદુરસ્ત રાખવાનું સાધન છે. (૫) માબાપને માન આપો. (૬) કોઈ માણસની ભૂલ

અક્કી એ સહેલું છે. (૭) ગોવિંદે ચોપડી લીધી. (૮) જો તે આવશે તો હું તમારી સાથે આવીશ. (૯) હે પ્રભુ, તું અમારા પાપ માફ કર. (૧૦) દરેક માણસે ભવિષ્યનો વિચાર કરવો. (૧૧) માફ કરો, તમે મોટી ભૂલ કરી છે. (૧૨) તાપ બરાબર પડે તો પાક સારો થાય. (૧૩) બત્તી કાપશો તો ફાનસ સારૂં બળશે. (૧૪) સુથાર ખુરસી બનાવે છે. (૧૫) ધ્યાન દઈને કામ કરો તો તેમાં કંઈ ભલીવાર આવે.

૭. વાંચવું, બોલવું, કરવું, જવું, રહેવું, લખવું, ગાવું, આવવું, રમવું આ ક્રિયાપદો વાપરી નિશ્ચાર્થ, સંશયાર્થ, સંકેતાર્થ, આજ્ઞાર્થ અને વિધ્યર્થ આવે એવાં વાકયો બનાવો.

૮. (अ) નીચેનાં **નિશ્ચયાર્થ** વાકયોને **સંશયાર્થ** અને **સંકેતાર્થમાં** મૂકો:—

(૧) છોકરો લાડુ ખાય છે. (૨) ખીસકોલી ઝાડ ઉપર ચઢી. (૨) વરસાદ બહુ પડયો. (૪) મેજિસ્ટ્રેટ ચોરને શિક્ષા કરે છે. (૫) રસ્તામાં ગાડું ઉંધું પડયું. (૬) તેણે બારણું વાસ્યું. (૭) રાતે એક ઘર સળગી ગયું. (૮) વિનુ પતંગ ચગાવે છે. (૯) પોપટ મીઠું બોલે છે. (૧૦) અમે ત્રણ માઇલ ફરવા ગયા. (૧૧) બાગમાં ફૂલ ઊગ્યાં છે. (૧૨) ચિતારાએ સુંદર ચિત્ર કાઢયું. (૧૩) તે બહુ કામ કરે છે. (૧૪) તમે સારૂં ગાઓ છો. (૧૫) આકાશમાં વાદળાં જણાય છે.

નીચેનાં **આજ્ઞાર્થ** અને **વિધ્યર્થ** વાકયોને **નિશ્ચયાર્થમાં** લાવો:—

૧ તમે ચોપડી લાવો. ૨ દવાની સાથે પરહેજી પાળવી. ૩ ઈશ્વર તમારૂં કલ્યાણ કરો. ૪ તું ખાઈને તરત આવ. ૫ શાસ્ત્રની આજ્ઞા પાળવી. ૬ ધર્મનું સાધન શરીર છે એમ દરેકે સમજવું ૬ રાજાએ કહ્યું કે તમે જાઓ અને ગુલામને પકડી લાવો. ૭ તારૂં મોં બાળ. ૮ શિક્ષકે છોકરાને કહ્યું કે કવિતા બોલો. ૯ સતનું ચિત ચિંતન રે કરવું. ૧૦ દેવું આજ પતાવો, લેણું કાલે લો.

# પાઠ ૧૨ મો

## ક્રિયાપદના પ્રયોગ

૧. ૧. મગન હિસાબ ગણતો હતો.
૨. કુસુમ હિસાબ ગણતી હતી.
૩. છોકરૂં હિસાબ ગણતું હતું.

આ વાક્યોમાં જેમ કર્તાનું રૂપ ફરે છે તેમ ક્રિયાપદનું રૂપ ફરે છે. પહેલા વાક્યમાં 'મગન' કર્તા છે તેથી 'ગણતો હતો' એ ક્રિયાપદ નરજાતિમાં છે. 'કુસુમ હિસાબ ગણતી હતી' આ વાક્યમાં કર્તા નારીજાતિમાં છે તેથી ક્રિયાપદનું રૂપ નારીજાતિનું થયું છે. તે પ્રમાણે 'છોકરૂં' નાન્યતર જાતિમાં છે તેથી ક્રિયાપદ 'ગણતું હતું' નાન્યતર જાતિમાં આવ્યું છે. આ પ્રમાણે કર્તાની જાતિ પ્રમાણે ક્રિયાપદનું રૂપ બદલાયું છે તેથી આ વાક્યમાં કર્તા **ક્રિયાનાથ છે** એટલે કર્તા પ્રમાણે ક્રિયાપદના રૂપમાં ફેરફાર થાય છે. **જે નામના રૂપ પ્રમાણે ક્રિયાપદને જાતિવચન લાગે તેને ક્રિયાનાથ** એટલે તેને ક્રિયાનો ધણી કહે છે, અર્થાત્ ક્રિયા ઉપર અધિકાર ધરાવી તેના રૂપમાં પોતા પ્રમાણે તે ફેરફાર કરે છે. દા. ઘોડો આવ્યો, ઘોડી આવી, ઘોડાં આવ્યાં, એમાં 'ઘોડો', 'ઘોડી', 'ઘોડાં' પ્રમાણે 'આવ્યો', 'આવી', અને 'આવ્યાં' નાં જાતિવચન થયાં છે. તેજ પ્રમાણે 'હું આવું છું', 'અમે આવીએ છીએ', 'તું આવે છે', તમે આવો છો, 'તે આવે છે,' 'તેઓ આવે છે,' આ વાક્યોમાં ક્રિયાપદને સર્વનામનાં પુરુષ અને વચન લાગ્યાં છે તેથી હું, અમે વગેરે **ક્રિયાપદના કર્તાના અર્થમાં પ્રયોગ (વપરાશ) છે તેથી તેને કર્તરિપ્રયોગ કહે છે.** 'કર્તરિ' કર્તૃની સાતમી વિભક્તિ છે—કર્તરિ એટલે કર્તામાં.

(૧) મગન હિસાબ ગણતો હતો.

(૨) મગન ભૂગોળ વાંચતો હતો.

(૩) મગન નામું લખતો હતો.

આ વાક્યોમાં 'હિસાબ', 'ભૂગોળ' અને 'નામું' એ ત્રણે કર્મની જાતિ જુદી જુદી છે તેમ છતાં ક્રિયાપદના રૂપમાં કંઈ ફેરફાર થયો નથી, એટલે 'મગન' જે ત્રણેમાં કર્તા છે તેના રૂપ પ્રમાણે ક્રિયાપદનાં રૂપ થાય છે તેથી એ વાક્યમાં ક્રિયાનાથ કર્તા છે તેથી કર્તરિપ્રયોગ છે. કર્તા નામાર્થે પહેલી વિભક્તિમાં હોય છે.

૨. (૧) મગને હિસાબ ગણ્યો.

(૨) મગને ભૂગોળ વાંચી.

(૩) મગને નાંમુ લખ્યું.

આ વાક્યોમાં કર્મ ક્રિયાનાથ છે, કારણ કે હિસાબ, ભૂગોળ અને નામું જે કર્મ છે તે પ્રમાણે 'ગણ્યો', વાંચી' અને 'લખ્યું' એ ક્રિયાપદનાં રૂપ થયાં છે. **જ્યારે ક્રિયાપદનો પ્રયોગ (વપરાશ) કર્મના અર્થ મુજબ થાય ત્યારે તે કર્મણિપ્રયોગ કહેવાય** છે, તેથી ઉપરનાં વાક્યોમાં પ્રયોગ કર્મણિ છે. અકર્મક ક્રિયાપદને કર્મ નહિ હોવાથી કર્મણિ પ્રયોગ હોતો નથી એટલે બધા અકર્મક ક્રિયાપદનો પ્રયોગ કર્તરિ છે, પણ સકર્મક ક્રિયાપદ કર્તરિ અને કર્મણિ પ્રયોગમાં આવે છે, એ ઉપરના દાખલાથી સમજાય છે. જો સકર્મક ક્રિયાપદનાં રૂપો ભૂતકાળ, વિશેષ ભૂત તથા તેમના મિશ્રકાળમાં તથા સામાન્ય કૃદંત તરીકે હોય તો તેમનો પ્રયોગ કર્મણિ હોય છે.

૧. મેં ચોપડી વાંચી નથી.

૨. તેણે હિસાબ ગણ્યો.

૩. ખેડુતે પાક લણ્યો હશે.

૪. મેં તે વાત કહી હતી.

૫. તેણે પૈસા લીધેલા હતા.

૬. તમારે તમારું કામ કરવું.

૭. તારે વખતસર કાગળ લખવો.
૮. તમારે બહુ ભાષણ કરવું જોઈતું નહોતું.
૯. તે ખોખો રમવાનો હતો.

આ ક્રિયાપદો સકર્મક છે અને તે કર્મણિ પ્રયોગમાં છે, પણ કેટલાક સકર્મક ક્રિયાપદનો ભૂતકાળમાં કર્તરિ પ્રયોગ હોય છે. કર્મણિ પ્રયોગમાં કર્તા ત્રીજી કે પાંચમી વિભક્તિમાં હોય છે.

૧. મેં વાઘ માર્યો.
૨. મારાથી વાઘ મરાયો.
૩. તેણે કામ કર્યું.
૪. તેનાથી કામ કરાવ્યું.
૫. તમે ચોપડી લખી.
૬. તમારાથી ચોપડી લખાઈ.

આ વાક્યોમાં કર્મ ક્રિયાનાથ છે અને વિભક્તિ ત્રીજી અને પાંચમી છે. બીજા, ચોથા અને છઠ્ઠા વાક્યમાં વાઘ, કામ, અને ચોપડી કર્તા છે પણ તેની વિભક્તિ પહેલી છે, કારણ કે કર્મનો અર્થ ક્રિયાપદથી સમજાય છે. સકર્મક ક્રિયાપદ કર્તરિ અને કર્મણિ પ્રયોગમાં આવે તે ઉપર બતાવવામાં આવ્યું છે.

૧. હું રોટલી જમ્યો.
૨. તમે રમત રમ્યા.
૩. તે રસ્તો ભૂલ્યો.
૪. છગન રૂપીઆ કમાયો.
૫. અહમદ પાઠ શીખ્યો.

આ વાક્યોમાં સકર્મક ક્રિયાપદ ભૂતકાળમાં છે અને કર્તા પહેલી વિભક્તિમાં છે અને ક્રિયાનાથ કર્તા છે તેથી પ્રયોગ કર્તરિ છે.

ઉ. (૧) મને અહીં ગમતું નથી. મને અહીંઆં (રહેવાનું) ગમતું નથી
(૨) મારાથી ખમાતું નથી. મારાથી (દરદ) ખમાતું નથી.
(૩) તેનાથી ચલાયું નહિ. તેનાથી (ચાલવાનું) ચલાયું નહિ.

(૪) તમારાથી દોડાશે નહિ. તમારાથી (દોડવાનું) દોડાશે નહિ.
(૫) પેટમાં દુઃખે છે. પેટમાં (દુઃખવાનું) દુઃખે છે.

આ વાક્યોમાં 'ગમતું નથી', 'ખમાતું નથી', 'ચલાયું નહિ', 'દોડાશે નહિ,' 'દુઃખે છે' એ ક્રિયાપદ છે પણ કર્તા કે કર્મ પ્રમાણે તેને જાતિવચન લાગતાં નથી, એટલે એ ક્રિયાપદમાંથી નીકળતો અર્થ એટલે તેનો ભાવ ક્રિયાપદમાંજ રહે છે અને તે ક્રિયાપદનો કર્તા એનો ભાવ થાય છે તેથી તે ક્રિયાપદ **ભાવે પ્રયોગમાં** કહેવાય છે. ક્રિયાપદનો ભાવાર્થ નાન્યતર જાતિમાં (જમણા ખાનાના દાખલા તપાસો) અને એકવચનમાં હોવાથી ભાવે પ્રયોગમાં ક્રિયાપદ ત્રીજો પુરુષ, નાન્યતરજાતિ અને એકવચનમાં હોય છે. અકર્મક ક્રિયાપદ કર્તરિ અને ભાવે પ્રયોગમાં હોય છે. 'મારાથી જવાશે' એમાં ક્રિયાપદ ભાવે પ્રયોગમાં છે અને 'મારાથી' એ કર્તાની વિભક્તિ પાંચમી છે. 'તારે આવવું', એમાં કર્તાની ત્રીજી વિભક્તિ છે **તેથી ભાવે પ્રયોગમાં કર્તાની વિભક્તિ પાંચમી કે ત્રીજી હોય છે.**

નીચેનાં વાક્યોમાંથી કર્તરિ, કર્મણિ, કે ભાવે પ્રયોગ શોધી કાઢો:—

(૧) તેણે કોપિ ફાડી. (૨) છોકરો થાંભલાને અડક્યો. (૩) છોકરે ચોપડી લીધી. (૪) તેણે પુસ્તક રચ્યું હતું. (૫) તે પુસ્તક રચે છે. (૬) તેણે દોડવું. (૭) છગનથી ત્યાં જવાશે નહિ. (૮) મને ગમતું નથી. (૯) તે પાઠ સમજ્યો. (૧૦) તેણે પાઠ સમજાવ્યો. (૧૧) છોકરી પાઠ શીખી. (૧૨) છોકરીએ પાઠ કર્યો હતો. (૧૩) આ કામમાં તેને ઠીક ફાવ્યું. (૧૪) તેને ફાવતું નથી. (૧૫) હું વચન આપું છું. (૧૬) તેણે વચન આપ્યું હતું. (૧૭) તેણે દાન આપવું. (૧૮) હવે તેનાથી ખવાશે નહિ. (૧૯) મારે ગામ જવાનું છે. (૨૦) તેના પેટમાં દુઃખે છે. (૨૧) તમારાથી દુઃખ ખમાશે નહિ.

# પાઠ ૧૩ મો

---

## મિશ્રકાળ

૧. 'હું બોલું', 'છગન બોલ્યો', 'તમે બોલશો' એ શુદ્ધ વર્તમાન, ભૂતકાળ અને ભવિષ્યકાળનાં રૂપ છે, પણ તે ઉપરાંત જુદા જુદા ઘણા કાળ છે. દા. 'હું બોલું છું', 'છગન બોલ્યો હતો', 'તમે બોલતા હશો', 'તમે બોલ્યા હશો' આ વાક્યોમાં 'બોલ' ધાતુના કૃદંત સાથે 'હો' ધાતુનાં વર્તમાન, ભૂત અને ભવિષ્યકાળનાં રૂપ આવવાથી કાળનાં જુદાં જુદાં રૂપ થાય છે, તેથી તે તેને **મિશ્રકાળ** કહે છે. 'હો' ક્રિયાપદનું રૂપ બીજા ક્રિયાપદની સાહાય્ય અર્થે વપરાય છે તેથી તેને **સાહાય્યકારક ક્રિયાપદ** કહે છે, અને તેની સાથે જે કૃદંત આવે છે તે **મુખ્ય ક્રિયાપદ** કહેવાય છે. 'હું બોલું છું', 'તે બોલ્યો હશે', 'ગમન બોલતો હતો' આ દાખલામાં 'છું', 'હશે' અને 'હતો', એ સાહાય્યકારક ક્રિયાપદ છે અને 'બોલું', 'બોલ્યો' અને બોલતો એ મુખ્ય ક્રિયાપદ છે.

| | | |
|---|---|---|
| ૨. (૧) મનુ ચોપડી વાંચે છે. | વાંચે | વર્તમાન કૃદંત સાથે હોનાં વર્તમાન, ભૂત અને ભવિષ્યનાં રૂપ આવે છે. |
| (૨) મનુ ચોપડી વાંચતો હતો. | વાંચતો | |
| (૩) મનુ ચોપડી વાંચતો હશે. | વાંચતો | |

તેથી મનુ ચોપડી વાંચે છે' એ દ્વિત્વ વર્તમાનકાળ છે કારણકે તેમાં 'વાંચે' અને 'છે' એવા બે વર્તમાનકાળનાં રૂપ છે. (૧) રોજ મનુ ચોપડી વાંચે છે અથવા (૨) હમણાં આપણે તેને વાંચતાં જોઈએ છીએ. બંને ક્રિયા ચાલુ છે તેથી તેને ચાલુ વર્તમાનકાળ કે અપૂર્ણ વર્તમાન પણ કહેવામાં આવે છે. 'મનુ ચોપડી વાંચતો હતો' આ વાક્યમાં 'વાંચતો' વર્તમાન કૃદંત છે અને 'હતો' એ 'હો'નું ભૂતકાળનું રૂપ છે તેથી તે વર્તમાનભૂતકાળ છે. તે (૧) રોજ

ચોપડી વાંચતો. (૨) અથવા થોડા વખત ઉપર વાંચતો હતો. વાંચવાની ક્રિયા પૂર્ણ નથી તેથી તેને **અપૂર્ણભૂત** પણ કહે છે.

'મનુ ચોપડી વાંચતો હશે' એમાં 'વાંચતો' કૃદંત સાથે 'હો' નું ભવિષ્યકાળનું રૂપ છે તેથી તે **વર્તમાન ભવિષ્ય** કાળ છે અને સંશયાર્થ બતાવે છે. મનુ ચોપડી વાંચે છે કે નહિ તે ખાતરી પૂર્વક જાણવામાં આવતું નથી.

'મનુએ ચોપડી વાંચી છે' એમાં વાંચવાની ક્રિયા હમણાં પૂર્ણ થઈ છે. 'વાંચી' ભૂત કૃદંત છે, અને 'છે' એ વર્તમાનકાળ છે તેથી તે **ભૂતવર્તમાનકાળ** છે. તેને **પૂર્ણવર્તમાન** પણ કહે છે.

'મનુએ ચોપડી વાંચી હતી' એમાં વાંચવાની ક્રિયા પુરીથયાને વધારે વખત થઇ ગયો છે, એટલે વાંચી 'ભૂતકૃદંત' અને 'હતી' ભૂતકાળ છે તેથી તેને **દ્વિત્વભૂત** યા **પૂર્ણભૂત** કહે છે.

!મનુએ ચોપડી વાંચી હશે' એમાં વાંચવાની ક્રિયા થઈ હશે એવું ધારવામાં આવ્યું છે. 'વાંચી' ભૂતકૃદંત અને 'હશે' એ 'હો' ના ભવિષ્યકાળનું રૂપ છે તેથી તે **ભૂતભવિષ્યકાળ** કહેવાય છે.

'મનુએ ચોપડી વાંચેલી છે' એમાં વાંચવાની ક્રિયા પૂરી થયાને કેટલોક વખત થયો છે એમ જણાય છે. 'વાંચેલી' એ વિશેષભૂતકૃદંત છે અને 'છે' એ 'હો' ધાતુનો વર્તમાનકાળ છે તેથી તેને **વિશેષ ભૂતકાળ** કહે છે.

'મનુએ ચોપડી વાંચેલી હતી' એમાં અમુક વખતે બોલતા એમ જણાય છે કે મનુએ ચોપડી વાંચવાની ક્રિયા પુરી કરી હતી એટલે અમુક વખતે વાંચવાની ક્રિયા થઈ ગઈ હતી. 'વાંચેલી' વિશેષ ભૂતકૃંદત અને 'હતી' એ 'છે' નો ભૂતકાળ હોવાથી એ **વિશેષ દ્વિત્વ ભૂતકાળ** છે.

'મનુએ ચોપડી વાંચેલી હશે' ચોપડી વાંચવાની ક્રિયા પુરી થઈ હશે એમ કહેવામાં આવ્યું છે. 'વાંચેલી' વિશેષ ભૂતકૃદંત છે અને 'હશે' એ 'છે' નું ભવિષ્ય રૂપ હોવાથી તે **વિશેષભૂત ભવિષ્યકાળ** છે.

'મનુ ચોપડી વાંચવાનો છે' એમાં ચોપડી વાંચવાની ક્રિયા થવાની છે એવો ઇરાદો બતાવ્યો છે. 'વાંચવાનો' એ ભવિષ્ય કૃદંત છે અને 'છે' એ 'હો' નું વર્તમાનરૂપ છે તેથી તે **ભવિષ્યવર્તમાન કાળ છે.**

'મનુ ચોપડી વાંચવાનો હતો' એમાં મનુની ચોપડી વાંચવાની ઇચ્છા હતી તેથી તે **ભવિષ્ય ભૂતકાળ** છે.

'મનુ ચોપડી વાંચવાનો હશે' એમાં 'વાંચવાનો' અને 'હશે' એ બંને વાંચવાની ક્રિયાનો સંશય બતાવે છે તેથી તે **દ્વિત્વભવિષ્ય** કાળ છે. આવી રીતે બાર જાતના મિશ્રકાળ છે.

| | |
|---|---|
| ૧. દ્વિત્વ વર્તમાન | ૭. વિશેષભૂતવર્તમાન |
| ૨. વર્તમાનભૂત | ૮. વિશેષ દ્વિત્વભૂત છે |
| ૩. વર્તમાન ભવિષ્ય | ૯. વિશેષ ભૂતભવિષ્ય |
| ૪. ભૂતવર્તમાન | ૧૦. ભવિષ્યવર્તમાન |
| ૫. દ્વિત્વભૂત | ૧૧. ભવિષ્યભૂત |
| ૬. ભૂતભવિષ્ય | ૧૨. દ્વિત્વભવિષ્ય. |

## ૩. મિશ્રકાળનાં રૂપાખ્યાન

**૧. દ્વિત્વ વર્તમાન** વાંચ ધાતુ ઉપરથી

| પુરુષ | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૧. | હું વાંચુ છું | અમે વાંચીએ છીએ. |
| ૨. | તું વાંચે છે | તમે વાંચો છો |
| ૩. | તે વાંચે છે | તેઓ વાંચે છે. |

### ૨. વર્તમાન ભૂત

| | |
|---|---|
| ૧. હું વાંચતો હતો. | અમે વાંચતા હતા. |
| ૨. તું વાંચતો હતો. | તમે વાંચતા હતા. |
| ૩. તે વાંચતો હતો. | તેઓ વાંચતા હતા. |

### ૩. વર્તમાન ભવિષ્ય

| | |
|---|---|
| ૧. હું વાંચતો હઇશ. | અમે વાંચતા હઇશું. |

| | |
|---|---|
| ૨. તું વાંચતો હઈશ. | તમે વાંચતા હશો. |
| ૩. તે વાંચતો હશે. | તેઓ વાંચતા હશે. |

### ૪. ભૂતવર્તમાન

| | |
|---|---|
| ૧. મેં વાંચ્યું છે. | અમે વાંચ્યું છે. |
| ૨. તેં વાંચ્યું છે. | તમે વાંચ્યું છે. |
| ૩. તેણે વાંચ્યું છે. | તેઓએ વાંચ્યું છે. |

### ૫. દ્વિત્વભૂત

| | |
|---|---|
| ૧. મેં વાંચ્યું હતું. | અમે વાંચ્યું હતું. |
| ૨. તેં વાંચ્યું હતું. | તમે વાંચ્યું હતું. |
| ૩. તેણે વાંચ્યું હતું. | તેઓએ વાંચ્યું હતું. |

### ૬. ભૂતભવિષ્ય

| | |
|---|---|
| ૧. મેં વાંચ્યું હશે. | અમે વાંચ્યું હશે. |
| ૨. તેં વાંચ્યું હશે. | તમે વાંચ્યું હશે. |
| ૩. તેણે વાંચ્યુ હશે. | તેઓએ વાંચ્યું હશે. |

### ૭. વિશેષ ભૂતવર્તમાન

| | |
|---|---|
| ૧. મેં વાંચેલું છે. | અમે વાંચેલું છે. |
| ૨. તેં વાંચેલું છે. | તમે વાંચેલું છે. |
| ૩. તેણે વાંચેલું છે. | તેઓએ વાંચેલું છે. |

### ૮. વિશેષ દ્વિત્વભૂત

| | |
|---|---|
| ૧. મેં વાંચેલું હતું. | અમે વાંચેલું હતું. |
| ૨. તેં વાંચેલું હતું. | તમે વાંચેલું હતું. |
| ૩. તેણે વાંચેલું હતું. | તેઓએ વાંચેલું હતું. |

### ૯. વિશેષ ભૂતભવિષ્ય

| | |
|---|---|
| ૧. મેં વાંચેલું હશે. | અમે વાંચેલું હશે. |
| ૨. તેં વાંચેલું હશે. | તમે વાંચેલું હશે. |
| ૩. તેણે વાંચેલું હશે. | તેઓએ વાંચેલું હશે. |

## ૧૦. ભવિષ્ય વર્તમાન

| | |
|---|---|
| ૧. હું વાંચવાનો છું. | અમે વાંચવાના છીએ. |
| ૨. તું વાંચવાનો છે. | તમે વાંચવાના છો. |
| ૩. તે વાંચવાનો છે. | તેઓ વાંચવાના છે. |

## ૧૧. ભવિષ્યભૂત

| | |
|---|---|
| ૧. હું બોલવાનો હતો. | અમે બોલવાના હતા. |
| ૨. તું બોલવાનો હતો. | તમે બોલવાના હતા. |
| ૩. તે બોલવાનો હતો. | તેઓ બોલવાના હતા. |

## ૧૨. દ્વિત્વ ભવિષ્ય

| | |
|---|---|
| ૧. હું બોલવાનો હોઈશ. | અમે બોલવાના હોઈશું. |
| ૨. તું બોલવાનો હોઈશ. | તમે બોલવાના હશો. |
| ૩. તે બોલવાનો હશે. | તેઓ બોલવાના હશે. |

નીચેનાં વાક્યોમાંથી **મિશ્રકાળનાં** જુદાં જુદાં રૂપ શોધી કાઢો:—

(૧) મગન ગામ જવાનો હતો પણ તાવ આવવાથી ગયો નહિ. (૨) તેણે કવિતા મોઢે કરી હશે કારણ કે હું જ્યારે જતો હતો ત્યારે તે ગોખતો હતો. (૩) કનુ રમે છે અને વાંચે છે પણ અભ્યાસ કરવાની આવી ટેવ હોવી જોઈએ નહિ. (૪) ખેડુત પાક કાપવાનો હતો એટલામાં વરસાદ પડેલો હશે. (૫) પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે એ સત્ય ઘણા વર્ષ પૂર્વે આપણા દેશમાં જાણવામાં આવેલું હતું. (૬) મને ખબર નહિ કે તે વાદવિવાદ કરવાનો હશે નહિતો હું તેની સાથે ચર્ચા કરત નહિ. (૭) વસંતઋતુમાં કોયલ ગાય છે. (૮) જો લાકડાનો કકડો તળાવમાં નાખ્યો હોય તો તે તરે છે. (૯) સીતાને રાવણ લંકામાં લઈ ગએલો હશે એવું ધારીને રામે હનુમાનને તેમની શોધ કરવા મોકલેલા હતા. (૧૦) જો શિયાળામાં બહુ ટાઢ પડી હોય તો વરસાદ ઠીક આવે. (૧૧) છોકરો રસ્તામાં ભણકતો હશે એવી કોઈને ખબર પડી નહિ હોય. (૧૨) મનુએ કનુને કહ્યું છે કે જ્યાંસુધી મારી પાસે પૈસા રહેશે ત્યાંસુધી હું તને મદદ

કરવાનો છું. (૧૩) સખત તાપ પડતો હશે એવી મુસાફરને ખબર નહિ પડી હોય કારણ કે જો તે હોત તો તે આગળ રણમાં જવાનો નહતો. (૧૪) મજુર કામ કરી થાકી ગયો છે તેથી તેણે હવે આરામ લેવો જોઈએ.

---

## પાઠ ૧૪ મો

---

### કૃદંત

'મગન રમતાં થાકયો' એ વાક્ય છે પણ 'મગન રમતાં' એ શબ્દોનો અર્થ સ્પષ્ટ છે પણ એ વાક્ય નથી, કારણ કે તેનો અર્થ પુરો સમજાતો નથી. બંને વાકયમાં વાંચવાની ક્રિયા બતાવી છે પણ બીજા વાક્યમાં તે અધૂરી છે તેથી આવાં પદને કૃદંત* કહે છે.

અ. ૧. મગન **વાંચતો વાંચતો** સૂઈ ગયો.
   ૨. ગાતું પક્ષી ઉડી ગયું.
   ૩. **બોલતાનાં** બોર વેચાય છે.

બ. ૧. ગાજ્યા મેહ વરસે નહિ.
   ૨. તમારા **કહ્યા** ઉપર તેને વિશ્વાસ છે.
   ૩. ગઈ વાત સંભારવી નહિ.

ક. ૧. ધારેલું કામ થયું નહિ.
   ૨. તમારૂં **બોલેલું** તે ગળી ગયો.
   ૩. **કહેલી** વાત ફરીથી કહેશો નહિ.

---

* જે ધાતુને છેડે 'કૃત્' પ્રત્યય આવે છે તેને કૃદંત કહે છે. पाल+अक=पालक, कृ+ति=कृति આ બે શબ્દમાં पाल અને कृ બંને ધાતુ છે અને તેને अक અને ति પ્રત્યય લગાડયા છે. કૃત્ પ્રત્યય છે તેથી જેને છેડે કૃત્ પ્રત્યયો આવ્યા હોય તેને કૃદંત કહે છે.

ख. १. સવારમાં ફરવાની ટેવ સારી છે.
૨. છગને આવવાની હા કહી છે.
૩. તેને જવાનું રુચ્યું નહિ.

ई. १. માબાપની આજ્ઞા માનવી એ દરેકની ફરજ છે.
૨. છાની વાત કરવી એ એક દોષ છે.
૩. ગાવું એ એક કળા છે.

फ. १. મોહન વાંચીને ગયો.
૨. તમે લખીને આવશો ?
૩. હું રમીને જઈશ.

ग. १. આ છોકરો બહુ ચાલનાર છે.
૨. ચાલનાર માણસ ધીમો પડી ગયો.
૩. તે નવલકથાનો લખનાર હયાત છે.

જેવી રીતે ક્રિયાપદના જુદા જુદા કાળ છે તેમ કૃદંતના પણ જુદા જુદા કાળ છે તે ઉપરનાં વાક્યોમાં બતાવ્યા છે.

अ. વાક્યોમાં 'વાંચતો', 'બોલતું' અને 'બોલતા' એ વર્તમાન કૃદંત છે. વાંચવાની અને બોલવાની ક્રિયા ચાલુ છે એમ તે ઉપરથી સમજાય છે.

(आ). વાક્યોમાં 'ગાજ્યા', 'કહ્યા', 'ગઈ', એ કૃદંતો થઈ ગએલી ક્રિયા બતાવે છે તેથી તે ભૂતકૃદંત છે.

(क) 'ધારેલું', 'બોલેલું' અને 'કહેલી' એ કૃદંત છે. તે ઘણા વખત ઉપર થએલી ક્રિયા બતાવે છે તેથી તે વિશેષભૂત કૃદંત છે.

(ख) 'ફરવાની', 'આવવાની' અને 'જવાની' એ કૃદંતમાં હવે પછી થવાની ક્રિયા જણાય છે તેથી તે ભવિષ્ય કૃદંત છે.

(ई) 'માનવી', 'કરવી' અને 'ગાવું' એ કૃદંતમાં તે પદનાં રૂપ બધા કાળમાં સરખા સામાન્ય રહે છે તેથી તે સામાન્ય કૃદંત છે.

(फ) 'વાંચીને', 'લખીને' અને 'રમીને' એ કૃદંતમાં વાંચ્યું અને ગયો, લખીશ અને આવશો, રમીશ અને જઈશ, એનાં ટુંકાં રૂપ

છે. વાંચીને અને જવાની ક્રિયાનો સંબંધ **વાંચીને** જોડે છે, તેથી 'વાંચીને' 'લખીને' અને 'રમીને' એ **સંબંધકભૂત કૃદંત** છે અને તે અવ્યય રૂપે વપરાય છે.

બહુ **ચાલનાર, ચાલનાર** માણસ, રસ્તાનો **ચાલનાર,** આ કૃદંતોમાં ચાલવાની ક્રિયા કરનાર બતાવ્યો છે એટલે કર્તાના **અર્થ**માં તે વાપર્યા છે તેથી તે **કર્તૃવાચક કૃદંત** છે.

'વાંચ' ધાતુ ઉપરથી થતાં કૃદંતો નીચે પ્રમાણે છેઃ—

| કૃદંતના પ્રકાર | પ્રત્યય | રૂપ |
|---|---|---|
| વર્તમાન કૃદંત | તો, તી, તું; | વાંચતો, વાંચતી, વાંચતું. |
| ભૂતકૃદંત | યો, ઇ, યું; | વાંચ્યો, વાંચી, વાંચ્યું. |
| ભવિષ્ય કૃદંત | વાનો, વાની; વાનું; | વાંચવાનો, વાંચવાની, વાંચવાનું. |
| વિશેષ ભૂતકૃદંત | એલો, એલી, એલું; | વાંચેલો, વાંચેલી, વાંચેલું. |
| સામાન્ય કૃદંત | વો, વી, વું; | વાંચવો, વાંચવી, વાંચવું. |
| સંબંધક ભૂતકૃદંત | ઈ, ઈને; | વાંચી, વાંચીને. |
| કર્તૃવાચક કૃદંત | નાર, નારો, નારી, નારૂં; | વાંચનાર, વાંચનારો, વાંચનારી, વાંચનારૂં. |

આ બધાં કૃદંતોમાં 'વાંચ' ધાતુને જુદા જુદા પ્રત્યય લગાડીને તે બનાવ્યાં છે. તેવી રીતે બીજા રમ, કર, લખ વગેરે ધાતુને તે પ્રત્યય લગાડવાથી તેનાં કૃદંત થાય છે.

(અ) નીચેનાં વાકયોમાં જુદાં જુદાં કૃદંત કારણસહિત શોધી કાઢોઃ—

(૧) તે કામ કરીને થાકી ગયો.

(૨) ખાધેલું ચાવવાથી પચે છે.

(૩) તે ચાલતાં રસ્તામાં પડી ગયો.

(૪) લખનાર અને વાંચનારનું મન જુદું હોય છે.

(૫) વાંચીને વિચાર કરવાનું જરૂરનું છે.

(૬) હિમાલય ઉપર ચઢતાં ચઢતાં ઘણા મરણ પામ્યા છે.

(७) લખ્યા લેખ મટતા નથી.
(८) સાસુ આગળ વહુનું ચાલતું નથી.
(९) મેં તેને રૂપીઆ આપવાનું કહ્યું નથી.
(१०) ચાલતાં ચાલતાં લાંબો પંથ કપાય છે.
(११) તે બહુ લખતાં થાકી ગયા.
(१२) ચાલતું ચલણુ હોય ત્યારે આવાં કામ થાય.
(१३) તમારૂં લખાવેલું તે ભૂલી ગયો.
(१४) જમવાથી તે કંટાળ્યો છે.
(१५) ખાઈ ખાઈને છોકરૂં માંદુ પડયું.
(१६) દાઝયા ઉપર ડામ અને પડયા ઉપર પાટુ.
(१७) આ નવલકથાનો લખનાર રવીંદ્ર છે.
(१८) ગયું ધન પાછું આવે છે પણુ બગડેલું ચારિત્ર સુધારતાં વાર લાગે છે.
(१९) ખાતાં ખાતાં બહુ બોલવું નહિ.
(२०) બોલીને બગાડવું નહિ કારણુ કે બોલેલું કદી ભૂલાતું નથી.

(ज) કોઈએ આપણુને ગુણુ કર્યો હોય તો તે યાદ રાખીને તથા તેના પ્રત્યે સારી લાગણી બતાવીને તેનું હંમેશાં સારૂં વાંછવું તથા લાગ આવે તો તેનો બદલો વાળવાનું ધ્યાનમાં રાખવું, માબાપ છોકરાંને બચપણુથી ઉછેરી તેનને પાળી પોષીને મોટાં કરે છે તથા તેમને ભણાવી ગણાવીને અને કેળવીને પોતાનું ગુજરાન સારી રીતે કરી શકે તેને માટે તૈયાર કરે છે. આપણા માબાપની સેવારૂપી ભક્તિ કરવાનો અને તેમની સાથે નિરંતર પૂજ્યભાવથી વર્તવાનો આપણો ધર્મ છે. આવાજ ઉંચા ભાવોથી ઉશ્કેરાઈને શ્રવણે પોતાનાં ઘરડાં માબાપને કાવડમાં બેસાડી પોતાની ખાંધે લઈ તીર્થ કરાવ્યાં. બંને અંધ તથા અશક્ત હોવાથી તેમને દાતણુ કરાવવું, નવરાવવું, જમાડવાં તથા તેમની પથારી કરવી, તેમનાં લુગડાં ધોવાનું કામ શ્રવણુ જાતેજ કરતો. માણુસ જાતમાં કરેલા ગુણુ ભૂલી જનારા માણુસ મળી આવે છે,

અને ગુણને બદલે અવગુણ કરનાર પણ કોઈ કોઈ દુષ્ટ માણસો નીકળી આવે છે. પ્રાણીથી ચઢતાં ગણાતાં માણસે તો ગુણ કરનારનો બદલો અવશ્ય વાળવો જોઈએ અને તેમની સેવા કરી ગુણનો બદલો વાળવાને ચૂકવું નહિ. નાનાં પ્રાણી કરેલો ગુણ ધ્યાનમાં રાખી વખત આવે ગુણનો બદલો વાળે છે. કુતરૂં માણસથી બનવાં મુશ્કેલ એવાં કામ પોતાના ધણી માટે કરે છે અને તેને કરેલા ગુણનો બદલો વાળી રાજી થાય છે. જ્વાળામુખી ફાટવાથી અગ્નિરસથી ગરક થઈ ગએલા પોંપિઆઈમાંથી બે સપુત ભાઈ કીમતી ચીજો પડતી મૂકીને ઘરડાં માબાપને ખાંધે બેસાડીને ત્યાંથી નાઠા.

---

## પાઠ ૧૫ મો

---

### અવ્યયના પ્રકાર

૧. ૧. લાલ ઘોડો ઉભો છે. ૧. છોકરો એકદમ ચાલ્યો.
૨. લાલ ઘોડી ઉભી છે. ૨. છોકરી એકદમ ચાલી.
૩. લાલ ઘોડુ ઉભું છે. ૩. છોકરૂં એકદમ ચાલ્યું.
૪. લાલ ઘોડાં ઉભાં છે. ૪. છોકરાં એકદમ ચાલ્યાં.

આ વાક્યમાં 'લાલ', 'ઘોડાનું' વિશેષણ છે પણ તેના રૂપમાં જાતિ કે વચન પ્રમાણે કંઈ ફેરફાર થતો નથી. 'એકદમ' જો કે 'ચાલ્યું' ક્રિયાપદના અર્થમાં વધારો કરે છે તો પણ તેના રૂપમાં જાતિ કે વચન પ્રમાણે કંઈ ફેરફાર (વ્યય) થતો નથી તેથી તેને અવ્યય કહે છે. 'લાલ'માં જોકે વ્યય થતો નથી તોપણ તે અવ્યય નથી કારણ કે તે 'ઘોડા' એ નામનો ગુણ બતાવે છે, ત્યારે જે શબ્દ નામ કે વિશેષણ નથી અને તેના રૂપમાં ફેરફાર થતો નથી તે અવ્યય કહેવાય છે એ વાત આગળ આવી ગઈ છે.

૨. ૧. કાગડો જલદી ઊડયો.
૨. મગન હમણાં આવ્યો.

૬. છગન મગન જોડે લડયો એટલે તે જતો રહ્યો.

૭. વર અને વહુને દંપતી કહે છે.

છોકરો અને બાપ બજારમાં ગયા એમાં બે વાક્યને 'અને' જોડે છે. 'છોકરો બજારમાં ગયો' અને 'બાપ બજારમાં ગયો'. તેવી રીતે 'પણ' 'તોપણ', 'કે', 'કારણ કે', 'તેથી' બન્ને વાક્યોને જોડે છે. 'વર અને વહુ' એ બંને શબ્દો જુદા જુદા હોવાથી પહેલા વાક્યની માફક તે 'અને', થી જોડાએલાં નથી પણ તે શબ્દો તરીકે જોડાએલા છે તેથી જે અવ્યય બે વાક્ય કે બે પદનો સંબંધ જોડે છે તેને ઉભયાન્વયી (ઉભય=બે, અન્વયી=સંબંધ કરનાર) અવ્યય કહે છે.

૫. નીચેનાં અવ્યયને વાક્યમાં મૂકોઃ—

તથા, અથવા, કેમકે, અગર, ઉલટું, એટલા માટે કે, તેથી કરીને, છતાં, માટે, કે, પણ.

૬. ૧. અરેરે! કરણ બિચારો બહુ રઝળ્યો.

૨. ઓહો! એને શું પહેલે નંબરે ઇનામ મળ્યું?

૩. શાબાશ, તમે કમાલ કરી.

૪. હાય રે બાપ, હવે તેનું શું થશે?

૫. છી, છી, અડકીશ નહિ.

આ વાક્યમાં 'અરેરે' દુઃખ બતાવે છે, 'ઓહો' આશ્ચર્ય જણાવે છે. 'શાબાશ' સંતોષ, 'હાયરે બાપ' એ ગભરાટ અને 'છી, છી,' તિરસ્કાર બતાવે છે. આ શબ્દો વાક્યથી કેવળ છુટા છે. જ્યારે હર્ષ, શોક, ગભરાટ, આશ્ચર્ય અને તિરસ્કાર બતાવવાને મનમાંથી જે ઉદ્‌ગાર નીકળે છે તેને બીજા શબ્દ સાથે સંબંધ હોતો નથી તેથી તે કેવળ પ્રયોગી અવ્યય કહેવાય છે, (કેવળ-માત્ર; પ્રયોગ=વપરાશ) ફક્ત તે લાગણી બતાવવા માટે વાપરવામાં આવ્યાં છે પણ તેને બીજા શબ્દ સાથે સંબંધ હોતો નથી.

७. નીચેનાં અવ્યયને વાક્યમાં વાપરોઃ—

આહા, હેં, હાય હાય, બાપરે, છટ્, ધન્ય, અધધધ, ધિક્ વાહવાહ, અરે.

૮. (अ) નીચેનાં વાક્યોમાંથી જુદાં જુદાં અવ્યયો શોધી કાઢોઃ—

૧. વાંદરો છાપરા પર કુદયો પણ ઝાડ નીચે પડયો.
૨. ખેર, ખોટ ગઈ તો ફીકર નહિ તેથી કંઈ સર્વસ્વ ગયું નથી.
૩. વાઘે એકદમ છલંગ મારી તો પણ માંચડા પાસે તે જઈ શકયો નહિ.
૪. બાગ આગળ વાડ કરી હોય તો ઠીક કારણ કે તેથી જનાવર અંદર જશે નહિ.
૫. કાં તો ગાદી તકીઓ કે દોરી લોટો.
૬. શિક્ષકે છોકરાને કહ્યું હતું તેમ છતાં તેણે ગણકાર્યું નહિ.
૭. કાલે વરસાદ વરસે એમ લાગતું નથી પણ વખતે તે આવે.
૮. તે નિશાળે વખતસર આવ્યો નહિ તેથી તેને પાછું જવું પડયું.
૯. માધવે નિશ્ચય કર્યો કે જ્યારે હું કરણને તદ્દન પાયમાલ કરૂં ત્યારેજ મારૂં વેર બરાબર વસુલ થાય.
૧૦. બસ, હવે તેમાં કંઈ તેનું વળે એમ નથી.
૧૧. પહેલાં તેણે હા કહી અને પછી તે કેમ ફરી ગયો તે કંઈ સમજાતું નથી.
૧૨. રાજા અગર રૈયતના દોષથી ઘણી વખત કુદરતનો કોપ થાય છે.
૧૩. જો તમે તમારૂં વચન બરાબર પાળશો તો તમને અવશ્ય તે રાજી કરશે.
૧૪. મરતાં સુધી તેણે તેમ કરવાની ના કહી.
૧૫. ઠીક, તમે કહો એમ શી રીતે થાય તે કાંઈ ધ્યાનપૂર્વક સમજાવશો ?

(ब) આ વિગ્રહ દરમિઆન પેશ્વાઈની કુલ સત્તા નાનાના હાથમાં આવી અને એને અસાધારણ મુશ્કેલીઓ નડી; તોપણ તે સઘળી

એણે બુદ્ધિબળથી ખસેડી નાખી; તેથી મરાઠી સત્તાનો ફરીથી ઉદ્ધાર થયો. વળી બાજીરાવે તથા માધવરાવે જેમ ભોંસલેને લડાઈમાં તેમજ ખટપટમાં હરાવીને પેશ્વાની આણુ માનતો કર્યો હતો, તેમ સિંધિઆને તાબે કરવાની નાનાની શક્તિ હતી, એમ છતાં ઉત્તરહિંદમાં હારખાઈને મહાદજી નાનો નમ્યો, તથા તેની કુમક માગતાં તેણે લખ્યું કે મારો વહેમ રાખશો નહિ. મરાઠીસત્તા ઉત્તરહિંદમાં નાબુદ ન થાય તે માટે તમારી મદદની જરૂર છે. નાનાફડનવિસના હુકમને માન આપી પોતપોતાની ટુકડીઓ સાથે જેટલી સંખ્યામાં સરદારો હાજર થયા તેટલા પછી કોઈ દિવસ કદી એકઠા થયા નથી. તેના મરણ પછી તરતજ પેશ્વાઈ ડોલી ઊઠી. તેની સત્તા નીચેથી સિંધિઆ, હોલ્કર વગેરે સરદારો નીકળી જવા લાગ્યા. છેવટે પેશ્વાને વસાઈનો તહ કરી અંગ્રેજનો આસરો લેવો પડયો એટલે પેશ્વાઈની સર્વોપરિ સત્તા ધીમે ધીમે ઓછી થવા લાગી.

---

## પાઠ ૧૬ મો

---

### વાક્યપૃથક્કરણ

'ઘોડો ઉભો છે' આ વાક્યમાં 'ઉભો છે' એ પદ ઉભા રહેવાની ક્રિયા બતાવે છે અને તે ક્રિયા કરનાર ઘોડો છે. 'ઘોડા' વિષે કહેવામાં આવ્યું છે તેથી તે ઉદ્દેશ્ય (ઉદ્+દિશ્+ય) કારણ કે તેને ઉદ્દેશીને કહેવામાં આવ્યું છે. 'ઉભો છે' એમાં ઉભા રહેવાનું કહેવામાં આવ્યું છે તેથી વિધેય છે (વિ+ધા+ય) કારણ કે કહેવા યોગ્ય 'ઉભો છે' એ છે.

નીચેનાં વાક્યો તપાસો—

૧. મનુ ચોપડી લખે છે.

૨. તમે રમવા ગયા હતા.

૩. ગરીબ સંતોષી રહે છે.

૪. નાહવું જરૂરનું છે.

૫. એનું હવે શું કરવું સુઝતું નથી.

પહેલા વાક્યમાં ઉદ્દેશ્ય મનુ એ નામ છે. બીજા વાક્યમાં ઉદ્દેશ્ય તમે એ સર્વનામ છે. ત્રીજામાં ઉદ્દેશ્ય ગરીબ એ વિશેષણ છે. ચોથામાં ઉદ્દેશ્ય નહાવું એ કૃદંત છે. પાંચમામાં ઉદ્દેશ્ય એનું હવે શું કરવું એ શબ્દ સમૂહ છે. તેથી નામ, સર્વનામ, વિશેષણ, કૃદંત કે શબ્દસમૂહ જે નામના અર્થમાં વપરાએલો હોય છે તે ઉદ્દેશ્ય હોય છે. 'મારાથી ચોપડી લખાઈ' એ વાક્યમાં 'ચોપડી' એ ઉદ્દેશ્ય છે અને 'મારાથી' એ પદ કર્તૃવાચક પંચમીમાં છે; તો પણ તે ઉદ્દેશ્ય નથી. આ ઉપરથી એમ માલમ પડે છે કે કર્તા હમેશાં ઉદ્દેશ્ય હોઈ શકે નહિ.

૨. નીચેનાં વાક્યોમાં કયું પદ ઉદ્દેશ્ય તરીકે છે તે બતાવો.

(૧) ઉતાવળ કરવી એ ઠીક નથી. (૨) તે બહાર ગયો. (૩) ભલાની દુનિયા નથી. (૪) પિટર બહુ રમે છે. (૫) શું કહ્યું? (૬) શરીરમાં ચલનવલન થયે જાય છે. (૭) સિદ્ધરાજે રાખેંગારને હરાવ્યો. (૮) કામ કેમ લેવું તે તે સારી પેઠે જાણે છે. (૯) કેટલાક ઝાડ નીચે બેઠા હતા. (૧૦) અમે જમવા ગયા. (૧૧) સહેવું ધીરજ બતાવે છે. (૧૨) કોણ આવ્યું? (૧૩) કહેવું સહેલું છે, કરવું મુશ્કેલ છે. (૧૪) લશ્કર બહુ લડ્યું. (૧૫) દુઃખ દીલ પોચું કરે છે. (૧૬) સદ્ગુણી ભાગ્યેજ સુખી હોય છે. (૧૭) હસવું ફાયદાકારક છે. (૧૮) કેમ તરવું એ જાણવું જોઈએ.

૩. ૧. છોકરા પાસ થયા. ૧. થોડા છોકરા પાસ થયા.

૨. ચોપડી ખોવાઈ ગઈ. ૨. ગોવિંદની ચોપડી ખોવાઈ ગઈ.

૩. સ્લેટ ભાંગી ગઈ. ૩. તેની સ્લેટ ભાંગી ગઈ છે.

૪. અકબર ૧૬૦૫ માં ગુજરી ગયો. ૪. શાહેનશાહ અકબર ૧૬૦૫ માં ગુજરી ગયો.

૫. ખોરાક ઝટ પચ્યો.          ૫. ચાવીને ખાધેલો ખોરાક ઝટ પચ્યો.
૬. પોપટ ઉડી ગયો.          ૬. પેલો પોપટ ઉડી ગયો.

પહેલા વાક્યમાં 'થોડા' એ વિશેષણ ઉદ્દેશ્યના અર્થમાં વધારો કરે છે. 'ગોવિંદની' એ ચોપડી ઉદ્દેશ્યનો વિભક્તિ વિશેષણ તરીકે વધારો કરે છે. 'તેની' એ પણ વિભક્તિ વિશેષણ તરીકે 'સ્લેટ'ના અર્થમાં વધારો કરે છે.

'શાહેનશાહ' એ અકબર ઉદ્દેશ્યનો સમાન વિભક્તિ તરીકે તેના અર્થમાં વધારો કરે છે. 'ચાવીને ખાધેલો' એ શબ્દસમૂહ કૃદંત વિશેષણ છે અને તે 'ખોરાક'નો ગુણ બતાવે છે. આ ઉપરથી એ જણાય છે કે ઉદ્દેશ્યના વધારા તરીકે વિશેષણ, છઠ્ઠી વિભક્તિનું નામ, અને સર્વનામ, સમાન વિભક્તિનું નામ અને શબ્દ-સમૂહ હોય છે.

૪. નીચેનાં વાક્યોમાંથી ઉદ્દેશ્યવર્ધક કયા પદનું છે તે શોધી કાઢો:—

(૧) મહાન કવિ વાલ્મિકીએ રામાયણ રચ્યું છે. (૨) પર્વતની ઠંડી લહેર આનંદ ઉપજાવે છે. (૩) અગાસીમાં મૂકેલું પાણી ઠરી ગયું. (૪) શાકુંતલ નાટકના લખનાર કાળિદાસ ભોજના સમયમાં થયા. (૫) તમારો બોલ નકામો ગયો નહિ. (૬) વિદ્યાવિલાસી હર્ષે બાણને ઉત્તેજન આપ્યું. (૭) સો છોકરા પર્યટન કરવા નીકળ્યા છે. (૮) સંઘરેલો સાપ કામ આવે છે. (૯) હવામાં ઉડવાનું હવે બની શક્યું છે. (૧૦) ભાટે કહેલી વાર્તા સરસ હતી. (૧૧) સવારમાં વહેલા ઉઠવું હિતકર્તા છે. (૧૨) વીજળીનો ચમકારો તરત અદ્રશ્ય થયો. (૧૩) ઘણા બહાદૂર લડવૈયા રણમાં પડયા. (૧૪) તે ગરીબ ભૂખ્યો, ઉઘાડો છોકરો માંદો પડયો. (૧૫) ઘણી ચોપડીમાંની વાંચેલી હકીકત ચીમન યાદ રાખી શકે છે.

૫. ઉદ્દેસ્ય વર્ધક તરીકે જુદાં જુદાં પદ આવે એવાં દસ વાક્યો બનાવો.

| | |
|---|---|
| ૬. (૧) ઘોડો દોડે છે | ઘોડો જલદી દોડે છે. |
| (૨) તે ઊભો છે | તે ત્યાં ઊભો છે. |
| (૩) ઈંદુ આવ્યો. | ઈંદુ હમણાં આવ્યો. |
| (૪) તે ગયો | તે ઘેર ગયો. |
| (૫) કામ પૂરું થયું. | મારાથી કામ પૂરું થયું. |
| (૬) છોકરો વાંચે છે | છોકરો સારું વાંચે છે. |
| (૭) રૂપીઓ પડી ગયો | રૂપીઓ લેતાં પડી ગયો. |
| (૮) ચોર નાઠો | ચોર કૂદીને નાઠો. |
| (૯) હું બોલ્યો | હું છગન સાથે બોલ્યો. |
| (૧૦) તે બેઠો | તે મારી કને બેઠો. |
| (૧૧) કમળા ગઈ | કમળા જમવા માટે ગઈ. |

'ઘોડો દોડે છે' એના કરતાં 'ઘોડો જલદીથી દોડે છે' એમાં દોડવાની ક્રિયાનું વધારે ભાન થાય છે. 'દોડે છે' એ વિધેય છે અને તેથી જલદીથી એ વિધેયવર્ધક છે. તેવીજ રીતે 'ત્યાં', 'હમણાં', 'ઘેર', 'મારાથી', 'સારું', 'લેતાં', 'કૂદીને', 'છગન સાથે', 'મારી કને' અને 'જમવા માટે' એ બધાં વિધેયના અર્થમાં વધારો કરે છે તેથી તે જુદી જુદી જાતનાં વિધેયવર્ધક છે. 'જલદી' (રીત) 'ત્યાં' (સ્થળ) 'હમણાં' (કાળ) એ ક્રિયાવિશેષણ વિધેયવર્ધક છે. 'ઘેર', 'મારાથી', 'સારું' એ નામ, સર્વનામ અને વિશેષણ વિભક્તિના રૂપથી વિધેયવર્ધક તરીકે છે. 'લેતાં', 'કૂદીને' એ કૃદંત વિધેયવર્ધક છે. 'છગન સાથે' (નામ) અને 'મારી કને' (સર્વનામ) અને 'જમવા માટે' (કૃદંત) એ નામયોગી સાથેનાં પદ વિધેયવર્ધક છે તેથી વિધેયવર્ધક તરીકે ક્રિયાવિશેષણ અવ્યય, વિશેષણ, ક્રિયાવિશેષણવિભક્તિના રૂપથી કૃદંત અને નામયોગી અવ્યય શબ્દસમૂહ હોય છે.

૭. નીચેનાં વાક્યોમાંથી જુદી જુદી જાતનાં વિધેયવર્ધક શોધી કાઢો:—

(૧) તે ઘેર રહેતો નથી. (૨) છગને પાઠ સારો વાંચ્યો. (૩)

ગઈ કાલે તમે ગેરહાજર હતા. (૪) કુતરાને મગને લાકડી વતી માર્યો. (૫) વાઘ જંગલમાં સંતાઈ ગયો. (૬) સભામાં કાંતિ મોડા આવ્યો. (૭) પક્ષીનો માળો ઝાડ ઉપર હોય છે. (૮) જેમ બને તેમ જલદીથી આ કામ કરવાનું છે. (૯) દરરોજ તે તેને છાનોમાને મળતો. (૧૦) બહુ મહેનતથી તે આગળ જઈ શક્યો. (૧૧) છોકરાં ઝાડ નીચે રમે છે. (૧૨) તમે ફરવા જાઓ છો ? (૧૩) તમારાથી આ લખાશે નહિ. (૧૪) ચાલતાં ચાલતાં છોકરૂં ગબડી પડયું. (૧૫) ચોપડી મેજ ઉપર પડી છે. (૧૬) કનુ જમીને ઉંઘી ગયો. (૧૭) ચોર ધોરી રસ્તા ઉપરથી નાઠો. (૧૮) કોઈ દિવસ સાંજે તે ઘેર હોતો નથી. (૧૯) ગમેતેમ કરીને તે પૈસા કઢાવશે. (૨૦) રાજાએ તલવારના એક ઝાટકાથી દુશ્મનનું માથું કાપી નાખ્યું. (૨૧) આકાશ-માંથી તેણે શહેરની રચનાનું અવલોકન કર્યું. (૨૨) ભોજ રાજાના દરબારમાં નવ રત્નો હતાં.

૮. જુદાં જુદાં પદને વિધેયવર્ધક તરીકે વાપરી દસ વાક્યો બનાવો.

૯. (૧) પૃથ્વી એક ગ્રહ છે.
(૨) તે તો હું છું.
(૩) નાનીઓ દીલગીર થયો.
(૪) નોકર ખુશ જણાય છે.
(૫) છોકરી અંદર છે.
(૬) પેલું ઘર મનુનું છે.
(૭) પોલિસનું કામ ચોરી અટકાવવાનું છે.

ઉપલાં વાક્યોમાં અકર્મક ક્રિયાપદ 'હો', 'થવું', 'જણાવવું' તે છે અને તેથી વાક્યનો અર્થ બીજા પદથી પુરો થાય છે. પહેલા વાક્યમાં વિધિપૂરક નામ છે, બીજામાં સર્વનામ, ત્રીજા અને ચોથામાં વિશેષણ છે. પાંચમામાં ક્રિયાવિશેષણ, છઠ્ઠામાં છઠ્ઠી વિભક્તિનું નામ છે અને સાતમામાં સામાન્ય કૃદંત છે.

૧૦. સકર્મક ક્રિયાપદને કર્મ હોય છે. તેમાં જુદાં જુદાં પદ નીચે પ્રમાણે આવે છેઃ—

૧. મગને ચોપડી વાંચી
૨. મેં તમને જોયા હતા.
૩. સુખીઓ દુઃખીઆને મળતો નથી.
૪. હિંમત ખાવા જોઇયે.
૫. આ હિસાબ કેમ કરવો તે સમજાતું નથી.

આ વાક્યમાં કર્મ તરીકે નામ, સર્વનામ, વિશેષણ, કૃદંત અને ક્રિયાવિશેષણ જેવા શબ્દસમૂહ છે તેમાં ક્રિયાપદસાથે કર્મ વિધેય હોય છે. પહેલા વાક્યમાં 'ચોપડી વાંચી' એ વિધેય છે પણ જ્યારે દ્વિકર્મક ક્રિયાપદ હોય છે ત્યારે બંને કર્મ વિધેયમાં આવે છે. દા. 'મેં તેને રૂપીઆ આપ્યા' આ વાક્યમાં 'તેને રૂપીઆ આપ્યા' એ બધું વિધેયમાં આવે છે.

(૧) મગન રસિક નવલકથા વાંચે છે.
(૨) શેઠે ગરીબ છોકરાને મદદ કરી.
(૩) ન્યાયાધીશે રાજાના છોકરાને બરાબર શિક્ષા કરી.
(૪) તેણે તમારો ઘોડો વેચાતો લીધો ?
(૫) કાલે બજારમાં મેં રમણલાલ કવિને દીઠા હતા.
(૬) છોકરો શીખવેલો હિસાબ ભૂલી ગયો.
(૭) પાસેના બાગમાંના ફળ તેણે લીધાં.

આ વાક્યોમાં કર્મના વધારા તરીકે વિશેષણ, છઠ્ઠી વિભક્તિનું નામ કે સર્વનામ, સમાન અર્થે બીજી વિભક્તિનું નામ, કૃદંત વિશેષણ, વિશેષણના અર્થમાં શબ્દસમૂહ આવેલાં છે.

૧૧. નીચેનાં વાક્યોમાંથી ક્રિયાપૂરક, કર્મ તથા તેનો વધારો કયા પદનો છે તે બતાવોઃ—

(અ) (૧) નોકર વફાદાર નીવડ્યો. (૨) વેપારીએ ઓછું અનાજ આપ્યું. (૩) તમે ત્યાં રહો છો ? (૪) કપિલાએ પડોશીના છોકરાને

આવ્યો. (૫) તમે સુરેન્દ્રનાથ વક્તાને સાંભળ્યા હશે. (૬) મજુર ભાર ઉચકવાને આવ્યો. (૭) અગાસીમાં સૂકવેલા દાણા વાંદરું ખાઈ ગયું. (૮) દરેક માણસે પોતાની ફરજ બજાવવી. (૯) સટ્ટામાં તે પાયમાલ થયો. (૧૦) આ ક્યારો સૂર્યકાન્તનો છે. (૧૧) સુથારે ખુરસીના વધારે રૂપીઆ લીધા. (૧૨) વિદ્યાર્થીએ ચોકખું લખાણ લખવાનું છે. (૧૩) તેઓ કોણ હતા? (૧૪) ગાય એક ઉપયોગી પ્રાણી છે. (૧૫) ગરીબની દાઝ પૈસાદાર લોકો ક્યાં જાણે છે? (૧૬) કોઈક દિવસ એક વખત ખાવાનું ફાયદાકારક છે.

(ખ) અસલના વારામાં મોટા મોટા ઋષિઓ થઈ ગયા. વસિષ્ઠ અયોધ્યાના રાજાઓના કુળગુરુ હતા. વિશ્વામિત્ર કનોજમાં રાજ કરતા હતા. એક વખત તેઓ મૃગયા રમવાને નીકળ્યા. રસ્તામાં વસિષ્ઠઋષિનો આશ્રમ આવ્યો. તે જોઈ ઋષિના દર્શન કરવાને ગયા. ઋષિએ રાજાને સારો આવકાર આપ્યો. તેમને ઉત્તમ ભોજન કરાવ્યું. અજાયેબી પમાડે એવી વસ્તુઓ નાની સરખી ઝુંપડીમાંથી નીકળતી વિશ્વામિત્રે જોઈ. તેથી તેઓ ઘણુ આશ્ચર્ય પામ્યા. તેમને બરાબર માલમ પડયું કે ઋષિ પાસે કામધેનુ નંદિની ગાય છે. ગાય એક ડગલું ડગી નહિ. પછી અગણિત વીરોએ તેના બધાં માણસો મારી નાખ્યા. આથી વિશ્વામિત્ર ઘણા ઝંખવાઈ ગયા. તેઓ ગાયને પડતી મૂકી ત્યાંથી ચાલ્યા ગયા.

૧૨. કર્મના વધારા તરીકે જુદાં જુદાં પદ આવે એવાં દસ વાક્યો બનાવો.

---

## પાઠ ૧૭ મો

---

### વાક્યના પ્રકાર

---

૧. (૧) ગાય ચરે છે. (૨) માણસ ગામ ગયો. (૩) સજાના

કુંવરે વાઘનો શિકાર કર્યો. આ વાક્યોમાં 'મરે છે', 'ગયો' અને 'શિકાર કર્યો' એ ક્રિયાપદ છે અને 'ગાય', 'માણસ' અને 'રાજાનો કુંવર એ કર્તા છે. જે વાક્યમાં એકજ કર્તા અને ક્રિયાપદ હોય તે સાદું વાક્ય કહેવાય છે. દા. 'દોડ' —(તું) દોડ એ સાદું વાક્ય છે.

૨. ૧. મેં મોટર લેવાનું ધાર્યું.
   ૨. મેં ધાર્યું કે હું મોટર લઈશ.
   ૩. મગને ચોપડી લાવવાનું કહ્યું.
   ૪. મગને કહ્યું કે હું ચોપડી લાવીશ.

પહેલું અને ત્રીજું વાક્ય સાદું છે અને તેમાં 'મોટર' અને 'ચોપડી' લાવવાનું' એ 'ધાર્યું' અને 'કહ્યું' ક્રિયાપદનાં ક્રિયાપૂરક તરીકે (કર્મ રૂપે) વપરાએલાં પદ છે, પણ બીજું અને ચોથું વાક્ય તપાસવાથી જણાય છે કે 'હું મોટર લઇશ' અને 'હું ચોપડી લાવીશ' એ ધાર્યું, અને 'કહ્યું' ના ક્રિયાપૂરક (કર્મ) તરીકે છે. શું ધાર્યું તો 'હું મોટર લાવીશ.' શું કહ્યું તો 'હું ચોપડી લાવીશ' એમ તેનો અર્થ છે. બીજા અને ચોથા વાક્યમાં બે ક્રિયાપદ અને બે ઉદ્દેશ્ય છે પણ 'મેં ધાર્યું' અને 'હું મોટર લાવીશ' આ બંને વાક્યો સરખાં અધિકારવાળાં નથી. 'હું મોટર લાવીશ' એ વાક્યના અર્થનો આધાર 'મેં ધાર્યું' એ ઉપર છે, તેથી એ ઉપરથી 'મેં ધાર્યું' એ મુખ્ય કે પ્રધાન વાક્ય છે અને તેથી 'હું મોટર લાવીશ' એ પેટા કે ગૌણ વાક્ય છે. તેજ પ્રમાણે 'મગને કહ્યું' એ મુખ્ય વાક્ય છે અને 'હું ચોપડી લાવીશ' એ પેટા વાક્ય છે. 'હું મોટર લાવીશ', કે 'હું ચોપડી લાવીશ' એવાં ગૌણ વાક્ય ઉપરના વિવેચનથી જણાય છે કે તે નામના અર્થમાં વપરાયાં છે. તેથી જે ગૌણ વાક્ય નામના અર્થમાં વપરાય છે તેને નામવાક્ય કહે છે.

૩. (૧) પૃથ્વીરાજ યુક્તિસર લડયો નહિ.
   (૨) જેમ લડવૈયાએ યુક્તિસર લડવું જોઈએ તેમ પૃથ્વીરાજ લડયો નહિ.

(૩) હર્ષ છૂટે હાથે ધર્મદાન કરતો.
(૪) જેમ ઉદાર પુરુષે ધર્મદાન કરવું જોઈએ તેમ હર્ષ કરતો.

પહેલા વાક્યમાં પૃથ્વીરાજ કેવી રીતે લડયો નહિ એમ સવાલ પૂછવાથી 'યુક્તિસર, લડયો નહિ' એમ જવાબ મળે છે. 'યુક્તિસર એ ક્રિયાવિશેષણ છે. બીજા વાક્યમાં જેમ લડવૈયાએ યુક્તિસર લડવું જોઈએ' એ વાક્ય છે પણ તે ક્રિયાવિશેષણનો અર્થ બતાવે છે તેવી રીતે છૂટે હાથથી એ ક્રિયાવિશેષણ' છે અને 'જેમ ઉદાર પુરુષે ધર્મદાન કરવું જોઇએ' એ વાક્ય પણ ક્રિયાવિશેષણનો અર્થ બતાવે છે. તે બંને ગૌણવાક્ય છે, કારણકે 'પૃથ્વીરાજ લડયો' અને 'હર્ષ કરતો' એ મુખ્ય વાક્ય છે તેથી જે ગૌણવાક્ય ક્રિયાવિશેષણનો અર્થ બતાવે છે તે ક્રિયાવિશેષણ વાક્ય કહેવાય છે.

૪. (૧) રાજા ઘાડા જંગલમાં ભટક્યો.
(૨) જે જંગલ ઘાટ હતું તેમાં રાજા ભટકયો.
(૩) ચિત્રકારે સુંદર ચિત્ર દોર્યું.
(૪) જે ચિત્ર સુંદર છે તે ચિત્રકારે દોર્યું.

પહેલા અને ત્રીજા વાક્યમાં 'ઘાડા' અને 'સુંદર' એ કેવું જંગલ છે' અને 'કેવું ચિત્ર છે' એનો ગુણ બતાવે છે તેથી તે વિશેષણ છે પણ ત્રીજા અને ચોથા વાક્યમાં 'જે જંગલમાં બહુ ઝાડ છે' અને 'જે ચિત્ર સુંદર છે' એ વાકયો વિશેષણનો અર્થ બતાવે છે અને તે ગૌણવાક્ય છે તેથી જે ગૌણવાક્ય વિશેષણનો અર્થ બતાવે છે તેને વિશેષણવાક્ય કહે છે.

૫. ૧. વરસાદ આવ્યો ત્યારે તે ખેતરમાં હતો.
૨. જે દિવસે વરસાદ આવ્યો તે દિવસે ખેડુત ખેતરમાં હતો.
૩. વરસાદ આવ્યો એ ખેડુત જાણતો હતો.

'વરસાદ આવ્યો' એ ત્રણ વાક્યમાં વપરાયું છે પણ તેનો જુદો જુદો અર્થ થવાથી તે જુદી જુદી જાતનું ગૌણવાક્ય થાય છે.

પહેલામાં તે ક્રિયાવિશેષણ વાક્ય છે, કારણકે તે ક્રિયાવિશેષણનો અર્થ બતાવે છે. બીજામાં તે વિશેષણવાક્ય છે, કારણકે તે વિશેષણનો અર્થ બતાવે છે; તેવી રીતે ત્રીજા વાક્યમાં તે નામવાક્ય છે. આ પ્રમાણે એકજ ગૌણવાક્ય જુદા જુદા સંબંધમાં જુદી જુદી જાતનાં વાક્ય બને છે તેથી જ્યારે કોઈપણ ગૌણવાક્ય કેવા પ્રકારનું છે તે જાણવું હોય તો તે કેવા પ્રકારનું કામ કરે છે તે જોવાથી જાણી શકાય છે.

જે વાક્યમાં એક મુખ્ય વાક્ય અને એક અથવા વધારે ગૌણ વાક્ય આવેલાં હોય તેને મિશ્રવાક્ય કહે છે; તેથી મિશ્રવાક્યમાં, બે કે તેથી વધારે ઉદ્દેશ્ય અને ક્રિયાપદ હોય છે.

૬ ૧. જો વરસાદ બરાબર આવે અને તાપ પડે તો પાક સારો થાય છે.

૨. જ્યારે સેનાપતિ દુશ્મનને હરાવે છે અને મુલક જીતે છે ત્યારે તે રાજા થાય છે.

આ બંને વાક્યમાં 'જો વરસાદ બરાબર આવે અને તાપ પડે' એટલું કહેવાથી અર્થ સમજાતો નથી પણ તેની સાથે 'પાક સારો થાય છે' એમ મૂકવાથી આખા વાક્યનો અર્થ સ્પષ્ટ થાય છે અને તે એકલું મૂકવાથી તેનો અર્થ સમજાય છે તેથી તે સ્વતંત્ર કે મુખ્ય વાક્ય છે, આ કારણથી 'પાક સારો થાય છે' એ મુખ્ય વાક્ય છે અને 'જો વરસાદ બરાબર આવે અને તાપ પડે' એ ગૌણ વાક્ય છે, તેમાં બે વાક્ય છે અને બંને ગૌણવાક્ય છે અને આખું વાક્ય મિશ્રવાક્ય છે; તેજ કારણથી બીજું વાક્ય પણ મિશ્ર છે.

૧. છગન બજારમાં ગયો પણ શાક લાવ્યો નહિ.

૨. રાજાએ કવિને ઇલકાબ આપ્યો અને તેને વર્ષાસન આપ્યું.

૩. કારીગરે કામ સારૂં કર્યું તેથી તે વખણાયો.

આ દરેક વાક્યમાં બે વાક્ય છે અને બંને સરખા અધિકારનાં વાળા છે. 'છગન શાક લાવ્યો નહિ' એ અર્થનો આધાર 'છગન બજારમાં ગયો' તેના ઉપર નથી, તેવીજ રીતે 'તેને વર્ષાસન આપ્યું',

'તે વખણાયો' એ વાક્યોનો આધાર તેમની પહેલાંના વાક્યો ઉપર નથી પણ તે બધાં સ્વતંત્ર છે, તેથી જે વાક્યમાં બે કે વધારે સરખા અધિકારવાળાં વાક્યો આવેલાં હોય છે તેને સંયુક્ત વાક્ય કહે છે.

૭ નીચેનાં વાક્યો સાદાં મિશ્ર કે સંયુક્ત છે તે શોધી કાઢોઃ—

(૧) જે પૂલ તેણે બાંધવા માંડયો છે તે વખતસર પુરો થશે નહિ એમ ઇજનેરનું માનવું છે. (૨) રસ્તે જતાં મોહને કુતરાને પત્થર માર્યો. (૩) તમે મને તે વાત કહી હતી પણ તે મારે ગળે ઉતરી નહોતી. (૪) રાજા અને તેનો પ્રધાન રાત્રે ફરવા નીકળ્યા હતા. (૫) જંગલમાં શિકારીએ એક નાળા પાસે વાઘને સૂતેલો જોયો, કારણ કે તે ભૂખ્યો પડી રહ્યો હતો. (૬) જેટલી દરકાર લુગડાંની રાખો છો તેટલી જો તમે સારા વિચારની રાખો તો જરૂર તમારૂં ભલું થાય. (૭) સારૂં કામ ગમે ત્યારે કરવું એમાં વખતનો બાધ આવતો નથી. ( ૮ ) કાં તો તમારી ઘડિઆળ ખરી છે કે સ્ટેશન ઉપરની. (૯) ગામમ ખબર પડતાં બધા લોકો તળાવ ઉપર ભેગા થઈ ગયા. (૧૦) જેવા ચોર ઘરમાંથી બહાર નીકળ્યા કે પોલીસે તેને પકડીને કેદમાં પૂર્યા. (૧૧) તમે જે કહ્યું તેમાં કંઈ સમજાતું નથી. (૧૨) જે જગાએ ખુન થયું હતું ત્યાં લોહીના ડાઘ હતા અને કુહાડી પડી હતી. (૧૩) જ્યારે શિક્ષક નિશાળમાં આવ્યા ત્યારે બરાબર અગીઆર વાગ્યા હતા. (૧૪) શેઠે મુનીમને બહુ કહ્યું તોપણ તેણે સટ્ટો કર્યો. (૧૫) કડી લેતાં પાટણ ગયું. (૧૬) મૂર્ખ છોકરો તેનાં માબાપ જે કહે તેનાથી ઉલટું કરે છે. (૧૭) મેં તો તમને રૂપીઆ ધીરવાની ના કહી હતી, ઉલટા તમે ધીરી બેઠા. (૧૮) મગન વખતે ઊંઘી ગયો હોય કે જાગતો પણ હોય. (૧૯) શિક્ષક જાણે છે કે આ છોકરાનો અભ્યાસ કાચો છે. (૨૦) જે છોકરો કાચો હોય તેને ઉપર ચઢાવવો એ ઠીક નથી.

૮. નીચેનાં વાક્યોમાંથી જે જાતનાં ગૌણ વાક્યો હોય તે કારણ સહિત બતાવોઃ—

(૧) જે બાળપનું કહ્યું માનશે તે સુખી થશે. (૨) જ્યારે તમને ફુરસદ મળે ત્યારે થોડું વાંચજો. (૩) માંદા માણસે થોડું ખાવું એ તેની ફરજ છે. (૪) કરણે માધવને કહ્યું કે તમે કચ્છ-માંથી ઘોડા લઈ આવો. (૫) જેવું કરશો તેવું પામશો. (૬) ઉનાળાનો દિવસ લાંબો હોય છે પણ કામ થોડું થાય છે. (૭) જ્યાં ટાઢ બહુ પડે છે ત્યાં ટુંકા છોડ ઉગે છે. (૮) જેટલી સારી મહે-નત કરશો તેટલી તમારી આબરૂ વધશે. (૯) રામો ખેતરમાં ગયો અને ત્યાં તેણે કેરીઓ વેડી. (૧૦) ગણિત તથા વ્યાકરણ અઘરાં લાગે છે. (૧૧) જેમ જેમ તે વિલંબ કરે છે તેમ તેમ તે વધારે ગુંચવાય છે. (૧૨) ધર્મશાસ્ત્રમાં કહ્યું છે કે નીતિનો બદલો અવસ્ય મળે છે. (૧૩) ગાડી કેટલા વાગે આવે છે તે હું જાણતો નથી. (૧૪) જે જગ્યાએ વડ ઉગ્યો છે ત્યાં એક વખત લુંટ થઈ હતી. (૧૫) તે જ્યાં ઉભો છે ત્યાંથી આખું ગામ જોઈ શકાય છે. (૧૬) તે જે માળ ઉપર ઉભો છે ત્યાંથી આખું શહેર જોવાય છે. (૧૭) મને ખબર નથી કે તે ઉભો છે. (૧૮) જ્યારે હું ત્યાં જઈશ ત્યારે જરૂર હું તેને મળીશ. (૧૯) જે માણુસ બહુ ખાય છે તે વહેલો મરી જાય છે. (૨૦) જ્યાં પોપટનો માળો હતો ત્યાં હવે કશું નથી. (૨૧) તમારે હમણા રોટલી ખાવાની નથી એવું ડાકતરે કહેલું છે.

૯ નીચેનાં સાદાં વાક્યોનાં મિશ્રવાક્ય બનાવોઃ—

(૧) આ બાગ સુંદર છે. (૨) ખાધેલો ખોરાક હંમેશાં પચતો નથી. (૩) ચોરને હિંમતથી પકડવાથી ઇનામ મળે છે. (૪) પેલું ઝાડ ઉચું છે. (૫) પૃથ્વીરાજે શાહબુદ્દીનને ઉદારતાથી જવાબ દીધો. (૬) ડાહ્યાભાઈને ભારે ઇલકાબ મળશે. (૭) ઔરંગઝેબે મુરાદને કપટથી કેદ કર્યો. (૮) શિવાજી ચતુરાઈથી દિલ્હીમાંથી નાસી ગયો. (૯) નવું દિલ્હી ભપકાદાર શહેર થયું છે. (૧૦) ધીરજ-થી તેણે દુઃખ સહન કર્યું. (૧૧) પેલો ઘોડો બહુ જલદીથી દોડે છે. (૧૨) કરાંચી એ ખીલતું બંદર છે. (૧૩) બેઠી સુધારેલું

બંદર છે. (૧૪) જામનગર ઘણું સુંદર શહેર છે, (૧૫) તમે ખુરસી લાવો. (૧૬) હું સાઇકલ લઇશ. (૧૭) તે કામ હવે થઈ જશે. (૧૮) તમારૂં ઘર ચોકખું છે. (૧૯) સદાચારી સુખી થાય છે. (૨૦) આ વાત હું જાણુતો નથી.

૧૦. નીચેનાં મિશ્ર વાકયોનાં સાદાં વાક્ય બનાવોઃ—

૧. રાજાનો આવરદા ૮૦ વર્ષનો છે એ જોષીએ કહ્યું હતું.

૨. જ્યારે વરસાદ પડયો ત્યારે તેનું ઘર બેસી ગયું.

૩. જે કવિરાજના વખાણુ કરતા હતા તે અહીં છે.

૪. વૈદકશાસ્ત્રનું વચન એવું છે કે માણસે ખાધા પછી બહુ પાણી પીવું નહિ.

૫. જેટલા પ્રમાણમાં ખંત રાખવામાં આવે છે તેટલા પ્રમાણમાં કામ સારૂં થાય છે.

૬. મગને જોયું કે ઘડિઆળ બંધ પડી હતી.

૭. જે કામ કરો તે ધ્યાન આપી કરો.

૮. જેવું વાવે તેવું લણે.

૯. મેં સાંભળ્યું છે કે તે સાજો થયો છે.

૧૦. કામ કેવી રીતે કરવું જોઇએ એ તે જાણતો નથી.

૧૧. તેને એટલી બધી દીલગીરી થઇ કે તે કંઈ બોલ્યો નહિ.

૧૨. જે માણસ ઉદાર હોય છે તે ભિખારીને પાછો કાઢતો નથી.

૧૩. જે માબાપ કહે તે ઉપર ધ્યાન આપો.

૧૪. શિઆળામાં સવારમાં ફરવા જવું એ તંદુરસ્તી ને ફાયદાકારક છે.

૧૫. ધર્મના કામમાં ઢીલ કરવી નહિ એ શાસ્ત્રનું વચન છે.

૧૬. છાપામાં છપાયું છે કે આવતી કાલે રેલ આવશે.

૧૭. જે તમે કહો છો તે ઘણું વિચિત્ર છે.

૧૮. જ્યાં રોજી મળે છે ત્યાં લોકો કામ કરવા જાય છે.

૧૯. તેને એટલો બધો કંટાળો આવ્યો કે તે ફરીથી ત્યાં આવ્યો નહિ.

૨૦. જો તેને પૈસા આપશો તો તે ઉદ્યમે વળગશે.

૧૧. નીચેનાં વાક્યોને મિશ્ર કે સંયુક્ત બતાવોઃ—

(૧) મગન છગનને ઘેર ગયો, છગન ઘેર નહોતો. (૨) મજુર પૈસા લે છે, તે કામ કરતો નથી. (૩) હું શિક્ષકને મળ્યો, તેણે મને આ વાત કહી. (૪) રામે સીતાને અયોધ્યા રહેવા કહ્યું; સીતાએ તે માન્યું નહિ. (૫) મનુ હોશિયાર છે; તે આળસુ છે. (૬) ગાડી આવી છે; તે જલદી દોડયો. (૭) તે રમતીઆળ છે, તે સારો અભ્યાસ કરે છે. (૮) છોકરૂં રડે છે, તે ભૂખ્યું થયું છે. (૯) તે જોતો નથી, તે સાંભળતો નથી. (૧૦) સોનું પીળું છે, તે નરમ છે, તે પીગળે છે. (૧૧) તે અંગ્રેજી ભણે છે, તે અંગ્રેજી બોલે છે. (૧૨) બાળકને દૂધ ભાવે છે, તેને મીઠાઈ ખાવી ગમે છે. (૧૩) આ છોકરો પહેલાં આવ્યો, તે છોકરા પછી આવ્યા. (૧૪) રામ માંદો હતો, તે સાથે ગયો. (૧૫) ચંદુલાલે ભીખારીને જોયો, તેમણે તેને પૈસો આપ્યો. ચંદુલાલ એ શેઠ છે.

---

## પાઠ ૧૮ મો

---

### પદવિન્યાસ

૧. જે શબ્દસમૂહનો પુરો અર્થ સમજાય છે તેને વાક્ય કહે છે. વાક્યમાં જુદાં જુદાં પદ કેવી રીતે ગોઠવવામાં આવે છે તે પદ-વિન્યાસ (વિન્યાસ=વિચાર પૂર્વકગોઠવણી) કહેવાય છે. 'છોકરો જાય છે' એ વાક્યમાં છોકરો કર્તા છે તે પહેલાં આવે છે અને પછી 'જાય છે' ક્રિયાપદ આવે છે. જ્યારે ક્રિયાપદ સકર્મક હોય છે ત્યારે પહેલાં કર્તા પછી કર્મ અને છેવટે ક્રિયાપદ મૂકવામાં આવે છે. દા.

'છોકરે કેરી લીધી' 'મુસાફર થાકી ગયો.' આ વાક્યમાં 'થાકી' ક્રિયાપૂરક છે અને તેથી તે કર્મની માફક ક્રિયાપદ પહેલાં આવે છે. કર્તા, કર્મ અને ક્રિયાપદ એવો વાક્યના પદનો સાધારણ ક્રમ છે પણ કોઈવિખત કર્તા પહેલાં પણ આવે છે. દા. તમે ચોપડી લીધી છે ? હા, ચોપડી મેં લીધી હતી. શાંતિનો લેખ તમે વાંચ્યો છે ? આ વાક્યમાં ' ચોપડી ' અને ' શાંતિનો લેખ ' કર્તા પહેલાં મૂકવામાં આવ્યાં છે.

૨. પરાક્રમી હર્ષે દિગ્વિજય કર્યો. આ વાક્યમાં પરાક્રમીએ હર્ષનું વિશેષણ છે અને તે નામ પહેલાં મૂકવામાં આવ્યું છે, પણ હર્ષ તેના વિજયથી ખુશ થયો, આ વાક્યમાં 'ખુશ' વિશેષણ છે અને તે હર્ષ'ના પછી આવ્યું છે કારણકે તે ક્રિયાપૂરક છે. સાધારણ રીતે જે વિશેષણ નામનો ગુણ બતાવે છે તે તેની પહેલાં આવે છે પણ જ્યારે તે 'હો', 'થા' જેવાં અપૂર્ણ ક્રિયાવાચક ક્રિયાપદનો અર્થ પુરો કરે છે, ત્યારે કર્તા પછી આવે છે. દા. આ શહેર સુંદર છે,' 'તમે સુખી થયા', 'મગન મગરૂર હતો'. 'ખડીઆની શાહી ઢળી ગઈ' આ વાક્યમાં 'ખડીઆની' એ નામ છઠ્ઠી વિભક્તિમાં શાહીના વિશેષણ તરીકે વપરાયું છે તેથી તે વિશેષ્ય પહેલું આવ્યું છે. તેવી રીતે 'તેની ચોપડી ફાટી ગઈ' આમાં 'તેની' પણ તેજ કારણથી વિશેષ્યની પહેલાં મૂકવામાં આવ્યું છે.

૩. 'તે ખૂબ હસ્યો', ઘોડે એકદમ નાઠો', છોકરૂં ચાલતાં ચાલતાં ગબડી પડયું" આ વાક્યમાં 'ખૂબ', 'એકદમ' અને 'ચાલતાં ચાલતાં' એ ક્રિયાવિશેષણ છે અને તે ક્રિયાપદની પહેલાં આવ્યાં છે, તેથી ક્રિયા-વિશેષણ કે ક્રિયાવિશેષણ તરીકે વપરાએલાં કૃદંત ક્રિયાપદ પહેલાં આવે છે. પણ કાળદર્શક અવ્યય સાધારણ રીતે પ્રથમ આવે છે. દા. 'કાલે બહુ વરસાદ પડયો', 'હમણાં આ કામ થઈ શકે એમ નથી.' નકારવાચક ક્રિયાવિશેષણ ક્રિયાપદ પછી આવે છે. તે હજુ આવ્યો નહિ-', 'તેણે ખાધું નથી' 'તેની જોડે લડશો મા' તથા 'તે નહોતો

આવ્યો ' એમ પણ કહેવાય છે. 'જમના નહોતી ખાતી' આ વાક્યમાં ક્રિયાપદ નિષેધવાચક વાક્ય હોવાથી કૃદંત પહેલાં મૂકવામાં આવ્યાં છે. 'લશ્કરને નાસીપાસ થતું જોઈ બાબરે તેને લડવા ઉશ્કેર્યું,' 'તે વાત સાંભળીને સુંદરલાલનું મન ખિન્ન થયું' આ વાક્યમાં 'જોઈને' અને 'સાંભળીને' એ કૃદંત છે અને પહેલાંની થએલી ક્રિયા બતાવે છે અને તેને આધારે બીજી ક્રિયા બતાવી છે તેથી તેને આધારે બીજી ક્રિયા થાય છે. લશ્કરને નાસીપાસ થએલું જોવાથી બાબરે તેને લડવા ઉશ્કેરવા માંડયું. તેજ પ્રમાણે અમુક વાત સાંભળ્યા પછી સુંદરલાલને દીલગીરી થઈ, આવા પૂર્વકાળવાચક કૃદંત ઘણું કરીને વાક્યની શરૂઆતમાં આવે છે.

૪. 'જેવું કરે તેવું ભોગવે,' 'જે છોકરો બેઠો હતો તે તોફાન કરતો હતો,' 'અહીંઆં **જેટલી** માણુસની પ્રભુભક્તિ **તેટલી** તેના ઉપર તેની કૃપા.' **જેવડી** ખેતરની લંબાઈ હોય છે **તેવડી** તેની વાડ હોય છે' આ વાક્યમાં જેવું, જે, જેટલી, જેવડું, પછી તેવું, તે, તેટલી, તેવડું, જેવાં સંબંધી સર્વનામ આવે છે.

૫. પ્રશ્નાર્થપદ જો વિશેષણના અર્થમાં વાપરવામાં આવે તો તે નામની પહેલાં આવે છે કે પછી આવે છે. 'કયો છોકરો હતો' અથવા છોકરો કયો હતો ? જ્યારે વિશેષણના અર્થમાં તે વપરાતું નથી ત્યારે વાક્યની આરંભમાં કે છેડે તે આવે છે. શું તમે આવું કર્યું હતું ? તમે આવું કર્યું હતું શું ?



# પાઠ ૧૯ મો

---

## વાક્યપૃથક્કરણ

૧. ઘણે ઉંચે આકાશમાં એક હવાઈ વિમાન કાલે ઊડયું હતું.

૨. રાજ્યવર્ધન ઉંમર લાયક થવાથી પ્રભાકરવર્ધને રાજ્યકારભાર તેને સોંપ્યો.

૩. હિંદના કટ્ટા દુશ્મનો હૂણ લોકો ગાંધાર, પંજાબ અને સુવાસ્તુ ઉપર ધસતા હતા.

૪. હવે મજુર વર્ગને તેના હકનું ભાન થવા આવ્યું છે.

૫ રાત પડવાથી જંગલમાં એકલો મુસાફર ઘણો ગભરાયો.

૬. હુમાયુનો દીકરો અકબર તેર વરસની ઉંમરે બાદશાહ થયો હતો.

૭. વારસામાં મળેલો પૈસો સાધારણ રીતે ઝાઝો વખત ટકતો નથી.

૮. જ્યારે નળ નાસી ગયો ત્યારે દમયંતી જંગલમાં રડતી રડતી એકલી જતી હતી.

૯. જે પોપટનાં બચ્ચાએ રાજાને ગાળ દીધી હતી તે ખરાબ સોબતમાં ઉછર્યું હતું.

૧૦. તપસ્વી સાધુએ રાજાને આશીર્વાદ આપ્યો કે તમારી કીર્તિ જગતમાં ફેલાશે.

૧૧. ગામના પટેલ રામભાઈ આફ્રિકા કેમ જતા રહ્યા તે કોઈથી સમજાતું નથી.

૧૨. જો માણસ સારા વિચાર કરે અને તે પ્રમાણે વર્તે તો તે અવશ્ય સુખી થાય.

૧૩. જે છોકરો મનુ સાથે લડયો અને તેને માર મારી ચોપડી લઈ લીધી તે આ છે.

૧૪. રામે લક્ષ્મણને કહ્યું કે હું મૃગ લેવા જાઉં છું અને તમે સીતાની સંભાળ રાખજો.

૧૫. મારાથી બજારમાં જવાશે નહિ.

૧૬. રામ અને સીતા વનવાસ ગયાં.

૧૭. માખીએ તેના બચ્ચાને ઉંચે નહિ ઊડવાનું બહુ કહ્યું પણ તેણે તે માન્યું નહિ.

૧૮. આ છોકરો નિશાળમાં ભણતો નથી તેમજ નિરાંતે બેસતો પણ નથી.

૧૯. મહાભારતની કથા એવી છે કે ભરતકુળમાં એક વખતે હસ્તિનાપુરની ગાદીના માલીક ધૃતરાષ્ટ્ર અને પાંડુ એ ભાઈઓ હતા.

૨૦. રામને વનમાં કેમ જવું પડયું અને પંચવટીમાંથી રાવણ કેવું કપટ કરી સીતાને હરી ગયો એ વાત તમે વાંચી ગયા છો.



| વાક્ય | પ્રકાર | ઉદ્દેશ્ય પક્ષ | |
|---|---|---|---|
| | | ઉદ્દેશ્ય | ઉદ્દેશ્યવર્ધક |
| ૧. ઘણું ઉંચે આકાશમાં એક હવાઈ વિમાન કાલે ઊડયું હતું. | સાદું | વિમાન | હવાઈ એક |
| ૨. રાજ્યવર્ધને....તેને સોંપ્યો. | ,, | પ્રભાકર વર્ધને | |
| ૩. હિંદના...ઉપર ધસતા હતા. | ,, | લોકો | હિંદનાં કટ્ટા દુશ્મનો, હૂણુ (સમાન વિભક્તિમાં) |
| ૪. હવે મંજુર...થવા આવ્યું છે. | ,, | ભાન | તેમના હકનું |
| ૫. રાત પડવાથી...ગભરાયો. | ,, | મુસાફર | એકલો જંગલમાં |
| ૬. હુમાયુંનો દીકરો...થયો હતો. | ,, | અકબર | હુમાયુનો દીકરો (સમાન વિભક્તિમાં) |
| ૭. વારસામાં...ટકતો નથી. | ,, | પૈસો | વારસામાં મળેલો |
| ૮. જ્યારે...એકલી જતી હતી. | મિશ્ર | | |
| (અ) દમયંતી......હતી. | મુખ્ય | દમયંતી | |
| (બ) જ્યારે નળ...ગયો. | ગૌણ ક્રિયા વિશેષણ વાક્ય | નળ | |

નમુના

| વિધેયપક્ષ | | વિધેયવર્ધક | સંયોજક |
|---|---|---|---|
| ક્રિયાપદ | ક્રિયાપૂરક | | |
| ઉડયું હતું | | ઘણે ઉંચે, આકાશમાં, કાલે | |
| સોંપ્યો | ૧. તેને(ગૌણુકર્મ) ૨. રાજકારભાર (પ્રધાન કર્મ) | રાજ્યવર્ધન ઉંમર લાયક થવાથી | |
| ધસતા હતા | | ગાંધાર, પંજાબ અને સુવાસ્તુ ઉપર | |
| થવા આવ્યું છે | | હવે, | |
| ગભરાયો | | મજુરવર્ગને ઘણો, રાત પડવાથી | • |
| થયો હતો | પાદશાહ | તેર વરસની ઉંમરે | |
| ટકતો નથી (ટકે છે તેનું નિષેધવાચક) | | ઝાઝો વખત, સાધારણુ રીતે | |
| જતી હતી | જંગલમાં | ત્યારે, એકલી રડતી રડતી, | |
| નાસી ગયો | | ત્યારે | |

| | | | |
|---|---|---|---|
| ૯. જે પોપટના બચ્ચાએ રાજાને ગાળો દીધી હતી તે ખરાબ સોબતમાં ઉછર્યું હતું. | મિશ્ર | | |
| અ તે ખરાબ સોબતમાં ઉછર્યું હતું | મુખ્ય | તે | |
| બ જે પોપટના બચ્ચાંએ ......હતી | ગૌણ વિશેષણ વાક્ય | બચ્ચાએ | જે પોપટના |
| ૧૦. તપસ્વી સાધુએ રાજાને આશીર્વાદ આપ્યો કે તમારી કીર્તિ આખા જગતમાં ફેલાશે. | મિશ્ર | | |
| (અ) તપસ્વી સાધુએ...આપ્યો | મુખ્ય | સાધુએ | તપસ્વી |
| (બ) તમારી...ફેલાશે. | નામવાક્ય | કીર્તિ | તમારી |
| ૧૧. ગામના પટેલ રામભાઈ... | મિશ્ર | | |
| ......સમજાતું નથી. | મુખ્ય | તે | |
| (અ) તે સમજાતું નથી. | | | |
| (બ) ગામના પટેલ...રહ્યા... | નામ વાક્ય | રામભાઈ | ગામના પટેલ |
| ૧૨. જો માણસ...સુખી થાય | મિશ્ર | | |
| (અ) તે અવશ્ય સુખી થાય | મુખ્ય | તે | |
| (બ) જો માણસ......કરે | ક્રિયાવિશેષણ | માણસ | |
| તે પ્રમાણે વર્તે | સંયુક્તવાક્ય | તે | |
| ૧૩. જે છોકરા......આ છે. | મુખ્ય | | |
| (અ) જે છોકરો......લીધી | મિશ્ર | છોકરો | જે |
| અને તેને મારી...લઇ લીધી | ગૌણવિશેષણ | છોકરો | જે |
| (બ) તે આ છે. | (મુખ્ય) | (અધ્યાહાર) | તે |
| ૧૪. રામે...સંભાળ....રાખજો. | મિશ્ર | રામે | |
| રામે......કહ્યું......... | મુખ્ય | | |
| કે હું જાઉં છું અને તમે... રાખજો. | ગૌણસંયુક્ત વાક્ય | હું તમે | |
| ૧૫. મારાથી બજારમાં જવાશે નહિ. | સાદું | જવાનું (ક્રિયાપદનો ભાવ) | |

| | | | |
|---|---|---|---|
| ઉછર્યું હતું | | ખરાબ સોબતમાં | |
| દીધી હતી | ગાળો (પ્રધાન કર્મ) રાજાને (ગૌણ કર્મ) | | |
| આપ્યો | આશીર્વાદ (પ્રધાન કર્મ) રાજાને (ગૌણ કર્મ) | | |
| ફેલાશે | | આખા જગતમાં | કે |
| સમજાતું નથી (સમજાયછે એનું નિષેધવાચક) | | કોઇથી | |
| જતા રહ્યા | આફ્રિકા | કેમ | |
| | | | જો |
| થાય | સુખી | અવશ્ય | |
| કરે | સારા વિચાર | | અને |
| વર્તે . | | તે પ્રમાણે | તો |
| લડયો | | મનુ સાથે | અને |
| લઇ લીધી | ચોપડી | તેને માર મારી | |
| છે | આ | | |
| કહ્યું | લક્ષ્મણને | | |
| | | | કે |
| જાઉં છું | | મૃગ લેવા | અને |
| રાખજે | સીતાની સંભાળ | | |
| જવાશે નહિ (જવાશેનું નિષેધવાચક) | | મારાથી (કર્તૃવાચક) | |
| | | બજારમાં | |

| | | | |
|---|---|---|---|
| ૧૬. રામ અને સીતા વનવાસ ગયાં | સંયુક્ત | | |
| (अ) રામ વનવાસ ગયા | સાદું | રામ | |
| (ब) અને સીતા...ગયાં. | સાદું | સીતા | |
| ૧૭. માખીએ તેના બચ્ચાને ઉંચે નહિ ઉડવાનું બહુ કહ્યું પણ તેણે તે ગણકાર્યું નહિ. | સંયુક્ત | | |
| (अ) માખીએ......કહ્યું | સાદું | માખીએ | |
| (ब) પણ તેણે......નહિ. | સાદું | તેણે | |
| ૧૮. આ છોકરો નિશાળમાં... નથી તેમજ નિરાંતે બેસતો પણ નથી. | સંયુક્ત | | |
| अ. આ છોકરો......નથી | સાદું | છોકરો | આ |
| ब. તેમજ.........નથી | સાદું | તે (અધ્યાહાર) | |
| ૧૯. મહાભારતની કથા...... ......બે ભાઇઓ હતા | મિશ્ર | | |
| (अ)મહાભારતની કથા એવીછે. | મુખ્ય | કથા | મહાભારતની |
| (ब)ભરતકુળમાં એક વખતે હસ્તિના પુરની ગાદીના માલીક ......ધૃતરાષ્ટ્ર હતા. | ગૌણ સંયુક્ત વાક્ય | ભાઇઓ | બે ધૃતરાષ્ટ્ર |
| (क)અને ગાદીના માલીક પાંડુ હતા. | સાદું | ભાઇઓ | પાંડુ |
| ૨૦ રામને વનમાં.........વાંચી ગયા છો. | મિશ્ર | | |
| (अ) એ વાત તમે વાંચી ગયા છો. | મુખ્ય | તમે | વાંચી |
| (ब) રામને વનમાં કેમ જવું પડયું. | ગૌણ સંયુક્ત વાક્ય | જવાનું (ક્રિયાપદનો ભાવ) | |
| (क) અને પંચવટીમાંથી રાવણ ..................ગયો. | | રાવણ | |

| | | | | |
|---|---|---|---|---|
| ગયા<br>ગયાં | વનવાસ<br>વનવાસ | | | અને |
| કહ્યું<br>ગણકાર્યું નહિ<br>(માન્યુનું નિષેધ<br>વાચક) | ઉંચે નહિ ઉડવાનું.<br>(પ્રધાન)<br>તેના બચ્ચાને<br>(ગૌણ) | બહુ | | પણ |
| ભણતો નથી<br>(ભણતોનું<br>નિષેધવાચક) | | નિશાળમાં, | | |
| બેસતો નથી<br>(બેસતોનું<br>નિષેધવાચક) | | નિરાંતે | | પણ<br>તેમજ |
| | | | | કે |
| છે<br>હતા | એવી<br>હસ્તિના પુરની<br>ગાદીના માલીક | ભરતકુળમાં<br>એકવખત | | |
| હતા | ,, | ,, | | અને |
| ગયા છો<br>જવું પડયું | એ વાત | વનમાં, કેમ<br>રામને (કર્તૃવાચક) | | અને |
| હરી ગયો | સીતાને | પંચવટીમાંથી, કેવું<br>કપટ કરી | | |

# પાઠ ૨૦ મો

## પદચ્છેદના નમુના

૧. એક હરણ પાછળ રાજાના કુંવરે ઘણે દૂર ઘોડો દોડાવી મૂક્યો.

એક—સંખ્યાવાચક વિશેષણ વિશેષ્ય હરણ તેથી નાન્યતર જાતિ છટ્ઠી વિભક્તિનું એકવચન.

હરણ—જાતિવાચક નામ નાન્યતર જાતિ સંબંધાર્થે છટ્ઠીનું એકવચન.

પાછળ—નામયોગી અવ્યય (હરણની સાથે સંબંધ બતાવે છે).

રાજાના—જાતિવાચક નામ નરજાતિ સંબંધાર્થે છટ્ઠીનું એકવચન.

કુંવરે—જાતિવાચક નામ નરજાતિ કર્તાર્થે ત્રીજીનું એકવચન (દોડાવી મૂક્યો એ ક્રિયાપદનો કર્તા).

ઘણે—ક્રિયાવિશેષણનું વિશેષણ.

દૂર—ક્રિયાવિશેષણ અવ્યય.

ઘોડો—જાતિવાચક નામ નરજાતિ કર્મ અર્થે બીજીનું એકવચન (દોડાવી મૂક્યો ક્રિયાપદનું કર્મ).

દોડાવી મૂક્યો—સંયુક્ત સકર્મક ક્રિયાપદ 'દોડાવ' ધાતુ 'દોડ'નું પ્રેરકરૂપ અને 'મૂક' ધાતુ મૂળ રૂપ, નિશ્ચયાર્થ ભૂતકાળ ત્રીજો પુરુષ એકવચન કર્તા કુંવર અને ક્રિયાનાથ કર્મ ઘોડો, કર્મણિપ્રયોગ.

૨. પછી પ્રધાન પુત્ર નદીએ નહાવા ગયો.

પછી—કાળદર્શક અવ્યય.

પ્રધાનપુત્ર—જાતિવાચક નામ નરજાતિ નામાર્થે પહેલીનું એકવચન. ગયો ક્રિયાપદનો કર્તા.

નદીએ—જાતિવાચક નામ નારીજાતિ ગત્યર્થક બીજીનું એકવચન.

નહાવા—હેત્વાર્થક કૃદંત.

ગયો—અકર્મક ક્રિયાપદ 'જા' ધાતુનું મૂળ રૂપ નિશ્ચયાર્થ ભૂતકાળ

ત્રીજોપુરૂષ એકવચન કર્તા પ્રધાનપુત્ર, કર્મ નથી તેથી અકર્મક કર્તરિપ્રયોગ.

૩. કુંવરને પાછો આવેલો જોઈ સર્વે ઘણા રાજી થઈ ગયા.

કુંવરને—જાતિવાચક નામ નરજાતિ જોઈ સંબંધભૂત કૃદંતના કર્મ અર્થે બીજીનું એકવચન.

પાછો—ક્રિયાવિશેષણ અવ્યય.

આવેલો—વિશેષ ભૂતકૃદંત.

જોઈ—સંબંધક ભૂતકૃદંત.

સર્વે—અનિશ્ચિત સર્વનામ માણસોને માટે વપરાએલું તેથી સામાન્ય જાતિ, થઈ ગયા ક્રિયાપદના કર્તા અર્થે પહેલીનું બહુવચન.

ઘણા—વિશેષણનું વિશેષણ.

રાજી રાજી—વિધિવાચક વિશેષણ થઈ ગયા ક્રિયાપદનું ક્રિયાપૂરક.

થઈ ગયા—સંયુક્ત અકર્મક ક્રિયાપદ 'થા' અને 'જા' ધાતુનું મૂળ રૂપ, અપૂર્ણ વિધેયવાચક, નિશ્ચયાર્થ ભૂતકાળ, ત્રીજો પુરુષ બહુવચન સામાન્યજાતિ, કર્તા સર્વે ક્રિયાનાથ કર્તા કર્તરિપ્રયોગ.

૪. આમ કહી વિજયસિંહ પોતાના ઘોડા ઉપર બેસી પૂર્વ દિશા તરફ ચાલ્યો.

આમ—રીત બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય.

કહી—સંબંધક ભૂતકૃદંત.

વિજયસિંહ—સંજ્ઞાવાચક નામ, નરજાતિ, નામાર્થે પહેલીનું એકવચન. 'ચાલ્યો' ક્રિયાપદનો કર્તા.

પોતાના—સ્વવાચક સર્વનામ વિજયસિંહ માટે વપરાએલું તેથી નરજાતિ સંબંધાર્થે છઠ્ઠીનું એકવચન.

ઘોડા—જાતિવાચક નામ નરજાતિ સંબંધાર્થે છઠ્ઠીનું એકવચન. ('ઉપર' નામયોગી જોડે સંબંધ ધરાવે છે ).

ઉપર—નામયોગી અવ્યય.

બેસી—સંબંધક ભૂતકૃદંત.

પૂર્વ—ગુણવાચક વિશેષણ વિશેષ્ય દિશા નારીજાતિ છઠ્ઠીનું એકવચન.

દિશા—જાતિવાચક નામ નારીજાતિ સંબંધાર્થે છઠ્ઠીનું એકવચન. (તરફ નામયોગી અવ્યય જોડે સંબંધ છે).

તરફ—નામયોગી અવ્યય. (દિશા જોડે સંબંધ છે).

ચાલ્યો—અકર્મક ક્રિયાપદ 'ચાલ' ધાતુનું મૂળ રૂપ નિશ્ચયાર્થ ભૂતકાળ, ત્રીજો પુરુષ, એકવચન, ક્રિયાનાથ કર્તા વિજયસિંહ, કર્મ નથી અકર્મક કર્તરિપ્રયોગ.

૫. ભરવાડને મહેલમાં રહેવું ગમે નહિ તેથી સોદાગરને કહ્યું કે ઓ સોદાગર સાહેબ, તું ભલો થા અને મને છોડી મૂક કારણકે મારાં ઘેટાં બકરાં કોઈના ખેતરમાં પેસી જશે તો મને મારશે.

ભરવાડને—જાતિવાચક નામ, નરજાતિ એકવચન સંપ્રદાનઅર્થે ચોથીનું એકવચન.

મહેલમાં—જાતિવાચક નામ નરજાતિ એકવચન અધિકરણ અર્થે સાતમી.

રેહવું—સામાન્ય કૃદંતનામ નામ, તરીકે વપરાયું છે 'રહે' ધાતુ અકર્મક. નાન્યતરજાતિ નામાર્થે પહેલીનું એકવચન. 'ગમે છે'નો કર્તા.

ગમે—અકર્મક ક્રિયાપદ 'ગમ' ધાતુનું મૂળ રૂપ નિશ્ચયાર્થ વર્તમાનકાળ ત્રીજોપુરુષ એકવચન કર્તા રહેવું ક્રિયાનાથ કર્તા અકર્મક કર્તરિપ્રયોગ.

નહિ—નકારવાચક ક્રિયાવિશેષણ અવ્યય.

તેથી—ઉભયાન્વયી અવ્યય. ભરવાડને...નહિ અને સોદાગરને કહ્યું, એ બે વાક્યને જોડે છે.

કે—ઉભયાન્વયી અવ્યય. 'સોદાગરને કહ્યું' એ અને 'સોદાગરસાહેબ તું ભલો થા' અને મને...મારશે, એ બે વાક્યોને જોડે છે.

ઓ—કેવળપ્રયોગી અવ્યય.

સોદાગર—જાતિવાચક નામ, સાહેબના સમાનાર્થમાં.

સાહેબ—જાતિવાચક નામ નરજાતિ સંબોધનાર્થે પહેલીનું એકવચન.

તું—બીજો પુરુષ સર્વનામ સાહેબને બદલે વાપર્યું છે તેથી નરજાતિ નામાર્થે પહેલી વિભક્તિ 'થા' નો કર્તા.

ભલો—વિધિવાચક વિશેષણ. ( થા ક્રિયાપદનું પૂરક. )

થા—અકર્મક ક્રિયાપદ 'થા' ધાતુનું મૂળ રૂપ આજ્ઞાર્થ વર્તમાન કાળ, બીજોપુરુષ એકવચન, કર્તા 'તું' ક્રિયાનાથ કર્તા કર્તરિપ્રયોગ.

અને—ઉભયાનવયી અવ્યય 'તું ભલો થા' અને 'મને છોડી દે' એ વાક્યને જોડે છે.

મને—પહેલો પુરુષ સર્વનામ ભરવાડને માટે વપરાયું છે નરજાતિ કર્માર્થે બીજીનું એકવચન છોડી મૂક ક્રિયાપદનું કર્મ.

છોડી મૂક—સકર્મક સંયુક્ત ક્રિયાપદ 'છોડ' અને 'મૂક' ધાતુનાં મૂળ રૂપ આજ્ઞાર્થ વર્તમાનકાળ બીજોપુરુષ એકવચન, કર્તા 'તું' ક્રિયાનાથ કર્તા અને કર્મ 'મને' કર્તરિપ્રયોગ.

મારાં—પહેલો પુરુષવાચક સર્વનામ, (ભરવાડને બદલે વપરાયું છે) સંબંધાર્થે છઠ્ઠીનું એકવચન.

કોઈના—અનિશ્ચિત સર્વનામ નરજાતિ સંબંધાર્થે છઠ્ઠીનું એકવચન.

પેસી જશે—અકર્મક ક્રિયાપદ 'પેસ' અને 'જા' 'ધાતુ'નાં મૂળ રૂપ નિશ્ચયાર્થ ભવિષ્યકાળ ત્રીજોપુરુષ બહુવચન, કર્તા ઘેટાં બકરાં ક્રિયાનાથ કર્તા કર્મ નથી, અકર્મક કર્તરિપ્રયોગ.

તો—ઉભયાન્વયી અવ્યય. 'ઘેટાં બકરાં ખેતરમાં પેસી જશે' અને 'મને મારશે' એ બે વાક્યોને જોડે છે.

મારશે—સકર્મક ક્રિયાપદ 'માર' ધાતુનું મૂળ રૂપ નિશ્ચયાર્થ ભવિષ્યકાળ ત્રીજોપુરુષ એકવચન કર્તા 'કોઈ' અધ્યાહાર કર્મ મને સકર્મક કર્તરિપ્રયોગ.

૬. આ વાત મેં કહી પણ તેને રુચ્યું નહિ.

આ--દર્શક વિશેષણ વિશેષ્ય વાત.

વાત—જાતિવાચક નામ નારીજાતિ એકવચન અભિહિત કર્મ, નામાર્થે પ્રથમા.

કહી—અકર્મક ક્રિયાપદ 'કહે' ધાતુનું મૂળરૂપ નિશ્ચયાર્થ ભૂતકાળ પહેલો પુરુષ એકવચન કર્તા 'મે" કર્મ 'વાત' સકર્મક કર્મણિપ્રયોગ.

રુચ્યું—અકર્મક ક્રિયાપદ 'રુચ' ધાતુનું મૂળરૂપ, નિશ્ચયાર્થ ભૂતકાળ ત્રીજોપુરુષ એકવચન નાન્યતરજાતિ, કર્મ 'રુચવાનું' (ક્રિયાપદનો ભાવ) ભાવે પ્રયોગ.

